—: ॐ :—

શ્રી સરસ્વત્યૈ નમઃ !

# લાલનો એક્કો

—: એક :—

## "વીર લૂંટારૂ."

(એક વીરરસથી ભરપૂર અદ્ભુત ડિટેક્ટીવ નવલકથા.)

પ્રયોજકઃ—"પુષ્પ."

પ્રકાશકઃ—
ઠા. પ્રાણુલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર.
"શ્રી પ્રાણજીવન પુસ્તકાલય." ટાવર રોડ–સુરત.

સુરત–ચૌટાના પુલ ઉપર ટાંકી પાસે "શંકર" પ્રી પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.

આવૃત્તિ ત્રીજી.] ઈ. સ. ૧૯૨૬. [પ્રત ૫૦૦૦.

મૂલ્યઃ—રૂા. ૦–૧૨–૦.

# —: અનુક્રમણિકા. :—

# “ બે બોલ. ”

છ માસ જેવી ટુંક મુદતમાં ઈશ્વરકૃપાએ આ પુસ્તકની ત્રીજી આવૃતી થાય છે, એજ એની લોકપ્રિયતાનું દર્પણ !

પ્રત્યેક પુસ્તક લખવામાં પ્રત્યેક લેખકનો કંઇ ને કંઇ પણ ઉદ્દેશ હોવોજ જોઈએ, અને હોય છે. તદ્ અનુસાર આ વાર્તા ડિટેક-ટીવ હોવા છતાં, અને એવી વાર્તાઓમાં છળ, બળ, કળ સાથે ભેદ ભયંકરતાજ પ્રાધાન્ય ભોગવતાં હોવા છતાં, એમાં એક મહાન ઉદ્દેશ ઉપરાંત અપાર સદ્દગુણો સંમિશ્ર થઈ સચવાયલાં છે. “ લાલનો એક્કો ” એક લૂટારૂ હોવા છતાં તેની અપૂર્વ વીરતાનો ગુણ, અર્થાત વીર રસ પ્રધાનપણે હોઈ, તે ઉપરજ વાર્તાનો પ્રવાહ અંતિમ પૃષ્ઠ પર્યંત ગુથાયલો છે. તદુપરાંત ડિટેકટીવ દવેનુ બુદ્ધિ–કૌશલ્ય, અને વેસ–પરિધાનની ખૂબી, ગૌરીની સહનશિલતા, સુંદરીનું સ્ત્રી–ચરિત્ર, મુદ્રિકાનો દિવ્ય–પ્રેમ, તથા મહંત અને ભીમાની સ્વામીભકિત સાથે વફાદારી સ્પષ્ટ તરી આવે છે. વીરનું ભૂષણ શું ? “ સમશેર અને ક્ષમા.” તેમજ વચનપાલકતા. એ ત્રણ મહાન સદ્દગુણો પણ આમાં સમાયલા છે. એક બળવાન બ્હાદૂર બ્હારવટીયાને મૃત્યુ--દંડની સજા દઈ, તેની ઈશ્વરઅર્પિત અમોઘ શકિતને નિરર્થક જવા દેવી, એ કરતાં એવા **વીર લૂટારૂઓને** સમજાવી, સુધારી, તેમની એ શકિતનો સદુપયોગ કરવામાં આવે ! તો અત્યુત્તમ ! એમ કર્તા માને છે.

પ્રભો ! એવા આદર્શ અને અનુકરણીય ઉદ્દેશો ! અને ઈચ્છાઓ પાર પાડો ! અને સદાય સન્મતિ અર્પી સન્માર્ગે પ્રેરો ! એજ એક માત્ર અભ્યર્થના ! ઈત્યલમ્.

| | | |
|---|---|---|
| સુરત. | ભવદીય. | સંવત્ ૧૯૮૨ |
| વાડીફળીઆ | સાહિત્ય–સેવક “ પુષ્પ. ” | ચૈત્રી સુદી |
| પગથીઆશેરી. | ગમનલાલ હીરાલાલ બદામી. | પૂર્ણિમા. |

—: શ્રી :—

# "સમર્પણ."

જ્ઞાતિભૂષણ શ્રીયુત,

ઠક્કર પ્રાણજીવનદાસ ઓધવજી લાલજીભાઇ.

શુભ નિવાસ ભાવનગર.

આપ જ્ઞાતિની ઉન્નતિઓમાં રસ લ્યો છો, તેમજ જ્ઞાતિ માટેની દરેક પ્રવૃત્તિઓમાં તન, મન અને ધનની મદદ આપવાને હમ્મેશ તત્પર રહો છો. કેળવણી પ્રત્યે ખાસ લાગણી ધરાવો છો. તેમજ આપને આંગણે આવેલ કોઇ પણ વ્યકિત નિરાશ થઇ પાછી જતી નથી. આપના એવા ઉત્તમ ગુણોથી આકર્ષાઇ આ લઘુ પુસ્તક આપના કર-કમળમાં સવિનય સમર્પણ કરૂં છું.

સમર્પનાર:—

આપનો સદાનો આભારી,

ઠક્કર પ્રાણલાલ જીવણદાસ.

બુકસેલર. ભાવનગરવાળા.




## પ્રકરણ:—૧ લું.

### “મહંતની મુદ્રિકા.”



આ આંખ છે તો સર્વ છે! આંખો ગઈ તો સહુ ગયું,
આંખો વિનાના અંધનું આખું જીવન નિષ્ફળ થયું.




“કોણ?” એક નિર્જન જંગલમાં આવેલી ઝુંપડીના અંદરના ભાગમાંથી પ્રશ્ન પૂછાયો.

“કોઈ નહિ. એ તો હું.” જવાબ મળ્યો.

“હું તે કોણ?” શબ્દ અપરિચિત લાગતાં અંદરથી પુનઃ સ્પષ્ટ પ્રત્યુત્તર મંગાયા.

કારણ ? આ વખતે સમય રાત્રિના બારનો હતો, સ્થાન જંગલ હતું, શબ્દ અપરિચિત અને લૂટારૂઓની બહુ બ્હીક હતી.

"ગુણવંત." બ્હાર ઉભેલા માણસે ઠંડીથી ધ્રૂજતા મંદ સ્વરે પોતાનું નામ ઉચ્ચાર્યું.

થોડીજ વારમાં ઝુંપડીનું દ્વાર ખુલ્યુ. દ્વાર ઠોકનાર વ્યક્તિ ઝુંપડીમાં દાખલ થઇ. આવનારે ડિટેક્ટીવને શોભે એવો પોશાક પહેર્યો હતો. તેના કમરપટામાં પિસ્તોલ હતી. ઠંડીથી બચવા તેણે તે ઉપર લાંબો ઓવરકોટ ઓઢી લીધો હતો.

જાણે ઝુંપડીમાં એક ન્હાનું સરખું સુવ્યવસ્થિત ગૃહજ રચાયલું હતું ! પાસે એક દીવી ઉપર દીવકનું કોડીયું મંદ મંદ પ્રકાશ નાખી રહ્યું હતું. પાસેના ખંડમાં ઝીણું ફાનસ બળી રહ્યું હતું. દ્વાર આગળજ એક પલંગ હતો. તેને થોડે છેટે એક બારથી તેર વર્ષની બાળા તે વયોવૃદ્ધ પુરૂષને શ્રીમદ્ ભાગવત્ વાંચી, તેનું શ્રવણ કરાવી રહી હતી. એટલામાં મહંતે દ્વાર ખોલ્યું, અને તે બાર વર્ષની લજ્જાશિલ બાળા ઉઠી પાસેના ખંડમાં ચાલી ગઇ.

આવનારે એક વાર ચોતરફ ઝુંપડામાં નજર નાખી લીધી. અજાણ્યાની પેઠે તે પ્રત્યેક ચીજ પ્રતિ ધારી ધારીને જોવા લાગ્યો. પરન્તુ તેને ખબર ન હતી, કે ત્હેની આ હીલચાલ પાસેના ખંડમાં છૂપાયલી પેલી બાળા જોઇ રહી હતી. ગુણવંતનું મુખ-દર્શન કરવા તેનો મનોભાવ હતો.

"આવ ગુણવંત !" અંધ મહંતે બેઠાંબેઠાંજ આવનારને મોઢેથી આવકાર આપતાં કહ્યું, "હું ધારૂં છું કે તું કંઇક વ્હેલો આવ્યો ખરો ! નહિ વારૂ ?"

"હા ! કારણ મોડી રાત્રે ઠંડી વિશેષ પડે છે."

વૃદ્ધને ગુણવંતના હંમેશના અને આજના સાદમાં ઘણો ફેર લાગ્યો. પોતાની ખાત્રી કરવા તે બોલ્યો, "ગુણવંત ! ત્હારો ઘાંટો આજ આમ બદલાઇ કેમ ગયો ?"

આવનાર ! વૃદ્ધ મહંતના આ અણુધાર્યા પ્રશ્ને કરી એકાએક ચોંક્યો, છતાં હિમ્મતપૂર્વક બોલ્યો, "આપને એમ લાગે એ બનવા જોગ છે, કારણ કાલ સાંજે ભોજનમાં મ્હારા એક મશ્કરા મિત્રે મ્હને વિનોદ દાખલ કંઇક ખવડાવી દીધું છે. અને તેથીજ સાદ જરા ભારી થઇ ગયો છે."

"વારૂ ! મ્હારો પત્ર ત્હને ક્યારે મળ્યો ?"

"આજે સાંજે."

"ગુણવત ! મ્હેં ત્હને આજે આવી મોડી રાત્રે શા માટે બોલાવ્યો ? તે તો તું જાણે છે. છતાં મ્હારે ત્હને જણાવવું જોઇએ, કે આજ કેટલાક દિન થયા લાલના એકાના માણસો કોઇ કારણસર ગુપ્ત તપાસ કરવા અત્રે ફરી રહ્યા છે. આંખો વિનાનો હું અંધ હવે આ અવશેષ રત્નને એ લૂટારૂઓના હાથમાંથી સંરક્ષવા અશક્ત છું. તેમજ એના ભાગ્યમાં ગાંધર્વ–લગ્ન નિર્માણ થયાં હોવાથી, દિવસે અને ધામધૂમથી એ પરણી શકે એમ નથી. માટે શુભસ્ય શીઘ્રમ્ ! હવે નાહકનો સમય ગુમાવવામાં કશોજ સાર નથી. હા ! જો હું દેખતો હોત ! તો વળી સારૂં ! પરન્તુ તેમ નથી ! આ બે આંખો તો મ્હેં વફાદારી જાળવવા વેચી છે."

અનાથ બાળા આજ હું...સોંપુ ત્હારે હાથ,
નિરાધાર એનો હવે...રહ્યો એક તું નાથ.

સ્નેહે સપી સદ્‌ગુણે...નિભાવજો સંસાર,
લ્હાવાં સ્વર્ગિય લૂટતાં...તરી જજો ભવપાર.

ગૌરી! બેટા! આમ આવ!" વૃધ્ધે હાંક મારી. અનાથ આજ્ઞાધીન બાળા ગૌરી ઘુંઘટ તાણી પોતાના ધર્મ-પિતા પાસે આવી ઉભી. ગુણવંતના હાથમાં તેનો હાથ મૂકતાં મહંત વદ્યા, "ગુણવંત! આજ બાર બાર વર્ષો થયાં મ્હારાં પેટની પુત્રી ગણી મ્હેં એને ઉછેરી છે. તેમજ એણે પણ મ્હને પોતાના સગા તાત માની પ્રેમ ક આજ્ઞા અને પડતા બોલ ઉઠાવ્યા છે, પુત્રીધર્મ યથેચ્છ બજાવ્યો છે. આજ એ અણમૂલાં રત્નને, માતા પિતાહીન વત્સને હું ત્હારા હાથમાં સોંપી મ્હારે માથેથી એક મ્હોટો ભાર ઓછો કરૂં છું. નિર્મળ હૃદયથી ચાહી એને જીવનભર સુખી કરજે."

"તે માટે આપ બેફિકર રહો! એને સુખી કરવા હું મ્હારાથી બનતું બધુંય અવશ્ય કરીશ.

દેવી વીણા! મ્હારે ગૃહે એ સૂર મીઠાં આપશે,
નિજ સદ્‌ગુણે સંસાર એ મમ સ્વર્ગ સમ શોભાવશે.
મરતાં લગી ગુણવંતને હૃદયે અને જીહ્વે વસે,
ગુણવંતની ગૌરી થશે, ગુણવંત ગૌરીનો થશે.

મહંત! વધારામાં!.........

દેવી બની ગૃહ-આંગણું મ્હારાં પરમ દીપાવશે,
ગૃહ-રાજ્યની રાણી બની સંસાર મમ શોભાવશે.
કુ-પંથ જાતાં કાન્તને તમ કન્યકા અટકાવશે,
સુધારશે, આનન્દ-સાગર મ્હાલશે, ઉદ્ધારશે.

માટેજ કહું છું કે એક સદ્‌ગુણી સતી-રત્ન થઇ સંસાર અને જનેતાની કુખ શોભાવે, એવાં આશિર્વચન આપો."

"કલ્યાણમસ્તુ ! ગોરી ! બેટા ! તમારા ભિન્ન વ્હેતાં પ્રેમના પ્રવાહો ગુપ્ત રીતે એકાકાર થતા મ્હેં ઘણી વાર જોયાં હતા. આજ એને સંલગ્ન કરી હું હર્ષિત થાઉં છું. ત્હારી તેમજ ગુણવંતની-બંનેની સંમતિથીજ હું આજે મ્હારા ઋણુથી મૂકત થાઉ છું." કહી વૃધ્ધે બનેનો હસ્તમેલાપ કરી દીધો.

નમ્ર દયાળુ, નેક થઇ કરજો રૂડાં કામ,
યશઅંકિત ઇતિહાસમાં અમર કરાવો નામ.

બેટા ! તું રડે છે ? રડ ! આંસુડા સારે તો હર્ષના સાર ? કારણ ?

પુત્રી પરાયું ધન ! નકી પરણી પતિ-ગૃહ જાય છે,
હોયે સુતા સમ્રાટની પણ સાસરે શોભાય તે.
પ્હેલે પગથીએ નવ વધુ જ્યાં સાસરામાં જાય છે,
માબાપને પુત્રી નયનથી આંસુડાં ઉભરાય છે.
પગલાં ભરે છે, મંદ ધીમી ધરતી ખણતી જાય છે,
ઉંચુ જુએ ના ! ઘુંઘટે મુખ-ચંદ્ર સંતાઇ જાય છે.

બેટા ! સરજનહારના એ સ્વાભાવિક નિયમો સર્વને માટે સમાન છે. મ્હને તો નથી પેટનો પુત્ર ! કે નથી પુત્રી !, જેમાં ગણું તેમાં એક તુંજ ! મ્હારા માલીક ! અન્નદાતાની અનાથ બાળકી !

તું પુત્રી-ધન છે પારકું જે નકકી ન્યારૂં થાય છે,
માતા પિતાથી ક્યાં સુધી કહો સાચવ્યું સચવાય એ.
જે પુત્ર-જન્મે જગતમાં હર્ષિત થવાની રીત છે,
કારણ ? કળાશે પુત્રી એ તો પારકાની ચીજ છે;

ન રડ! બેટા ન રડ! મહિયર મૂકી સાસરે સિધાવતી સર્વ બાળાઓને પ્રથમ તો ત્હારી માફક જ રોવું આવે, પરન્તુ થોડા દિવસ પછી એ અઘરૂં ન લાગે. હા...આજ ત્હારાં માત પિતા હોત...તો ત્હને શી ધામધુમથી વિદાય કરત! પરન્તુ નહિ! પ્રત્યેકના ભાગ્યમાં હમેશને માટે સુખનોજ સુર્યોદય જોવાનું ક્યાંથી હોય! સુખ અને દુઃખ, હર્ષ અને શોક, ચઢતી અને પડતી તેમજ તડકા અને છાંયા મનુષ્ય-જીવનમાં પળે પળે પલટયાંજ કરે છે.

સ્થિતિ કોઇની એક સરખી ન રે'તી,
ન જીવન-સરિતા દિશે એક વ્હેતી.
હસે હાલ તે ક્ષણ પછીથી રડે છે,
ઉમંગે ચઢે જે પલકમાં પડે તે.

માટે આ મંગળ પ્રસંગે આંસુ ન શોભે!" વૃદ્ધની આંખોમાં આટલું વદતાં વાત્સલ્યે કરી ઝળહળીયાં ભરાઇ આવ્યાં.

"પિતાજી! હું મ્હારે માટે નહિ, પરન્તુ આપને માટે રડું છું. મ્હારાં ગયા પછી આપની સેવા-ચાકરી કોણ કરશે? મ્હારા અંધ બાપૂની સંભાળ કોણ લેશે?

ફળ-મૂળ બાપૂ આપને, આણી દેશે કોણ?
તરસ્યાં થાતાં કરને...પાણી દેશે કોણ?
પિતા કહી મ્હારા વિના...,પુકાર કરશે કોણ?
ઘરડે ઘડપણ ચાકરી-સેવા કરશે કોણ?

મ્હને તો એજ બહુ લાગે છે. એનીજ ચિન્તા થયા કરે છે." નવ-વધુ ગૌરીની ગળગળી વાચા ખુલી.

"એ ચિન્તાનો ભાર મ્હારે માથે ! આપના પિતાની સેવાને અર્થે હું આજેજ એક માણસ નિયુક્ત કરીશ." ગુણવંત બોલ્યો.

"ઇશ્વર દંપતિ-યુગલને દીર્ઘાયુ કરો."

હસ્તમેળાપ થઈ ચુક્યાં. ગૌરી અને ગુણવંત પતિ-પત્નીના પવિત્ર બંધનથી સંસાર-રંગભૂમિ ઉપર અર્ધાંગ, અને અર્ધાંગનાની ભૂમિકા ભજવવા બંધાઇ ચુક્યા. ગૌરી અને વૃદ્ધ મહંતની આંખોમાંથી દડ દડ આંસુના ટીપાંઓ સરવા લાગ્યાં. જતાં જતાં ગૌરી ધર્મ-પિતાને ભેટી. તેના ઉષ્ણ આંસુઓએ વૃદ્ધની છાતી અને હૃદય બંને પલાળ્યાં. બાષ્પ કંઠે તે બોલ્યો, "ગુણવંત ! મ્હારી ગરીબડી ગ્રામ્યગૌરીને જરાય ઓછું ન આવવા દઇશ."

"આપની આજ્ઞાનું યથેચ્છ પાલન અવશ્ય કરીશ." ગુણવંતે દ્વાર બ્હાર પગ મૂક્યો.

"બાપુ ! જાઉં છું." પ્રેમાળ પિતાને તજી જતી ગૌરી આંસુ ભરી આંખે છેવટના બે બોલ બોલી.

"સુખેથી સિધાવો. બેટા ! તન, મન અને વચનથી સ્વામીની સેવા કરી કુળ, કૂખ સાથે માતા પિતા ઉભયના નામ દીપાવજે."

બ્હાર ગાડી ઉભેલી હતી. પતિ-પત્નિ તેમાં બેઠા. જોતજોતામાં ગાડી ઝુંપડી ન દેખાય એટલે દૂર નીકળી ગઇ. ગાડીને ગયાને ભાગ્યેજ થોડી વાર થઇ હશે, અને વૃદ્ધ મહંતની આર્દ્ર આંખો હજુ નજીવીજ સૂકાઇ હશે, ત્યાં તો પુનઃ દ્વાર પર પ્રહાર થયો.

"મહંત ! મહંત ! દ્વાર ખોલો."

આશ્ચર્યમાં ગર્ક થયેલ મહંતે માંહેથી સવાલ કર્યો, "કોણ ?"

"એ તો હું ! હવે."

દવેનું નામ અને તેનો હરહંમેશનો પરિચિત સાદ મહંતને પારખતાં વાર ન લાગી. ધડકતા હૃદયે ને કંપતા કરે અંધ મહંતે દ્વાર ખોલ્યું. "ડિટેક્ટીવ દવે ઉર્ફે ગુણવંત" હોંસભેર અંદર દાખલ થયો. પરન્તુ મહંતની નૂરહીન તથા આંસુભરી મુખમુદ્રા અવલોકતાંજ તે દીઙ્મુઢ થઈ ગયો.

"મહંત! મહંત! આ શું? આપની આંખમાં આંસુ કેમ? આપ કેમ કંઈ બોલતાં નથી?"

"દવે! જો કે ત્હારા સાદ ઉપરથી હું ત્હનેજ સાચા ગુણવંત તરીકે માનું છું. પરન્તુ ત્યારે......"

"શું?"

"ગૌરીને પાંચ મિનિટ પ્હેલાં પરણી જનાર ગુણવત કોણ?"

"શું?" દવે ગૌરીને પરણી લઇ જવાની વાત સાંભળતાંજ ચોંકી ઉઠયો.

"ધીરો પડ! પ્રથમ તુંજ સાચો ગુણવંત છે, એમ મ્હારી ખાત્રી કરાવ. તે પછી હું ત્હને બનેલા બનાવથી પરિચિત કરૂં." મહંત બોલ્યા.

ગૌરી ગયાના વિચારમાં ઘેલો બનેલો આશક ગુણવંત મહંતને પોતાની સત્યતાની પ્રતિતિ દેવા આજ સુધી છૂપાવેલો ભેદ ખોલવા લાગ્યો.

"આજથી......વરસ પર......લૂટારના હાથમાંથી બચાવેલ સુન્દરીની વાત યાદ કરો."

"બસ." વૃદ્ધને ખાત્રી થઇ ચુકી.

"વિશેષમાં આ રહ્યો આપનો અત્રે આવવા મળેલો પત્ર, અને સંકેત-શબ્દ. "મહંતની મુદ્રિકા."

"દોડ. દવે ! ત્યારે તો જલ્દી કર !

હાર્યો બાજી હોડમાં...ચૂકયો કરતાં ધાવ,
અન્ય સમુદ્રે ભૂલથી...છોડી દીધી નાવ.

"કોઇ બદમાશ ત્હારે નામે ! અને વેશે ગૌરીને ઉઠાવી જવામાં ફાવ્યો છે. અફસોસ ! દવે ! હું અંધ હોવાથી એને જોઇ શકયો ન હતો. એના બદલાયલા સાદ ઉપર મ્હને શંકા જતાં મ્હેં એ વિષે એને પૂછયું હતું, પરન્તુ એણે એ બુદ્ધિપૂર્વક બ્હાનું બતાવી ઉડાવી હતી.

"દગો." પોતાનો પત્ર તથા સંકેત–શબ્દ ફૂટયો તે ઉપર વિચાર કરતો ગુણવંત એ લ્યો.

"ગુણવંત ! ગુણવંત ! હું અંધ હોવાથી આ ગંભીર ગોટાળો બનવા પામ્યો છે. તેમજ ત્હારા સિવાય મ્હેં અન્ય એકેને મ્હારો આ સંકેત–શબ્દ કહ્યો નથી, તો પછી અવશ્ય એ ભેદ ત્હારા ગૃહમાંથીજ કોઇ દગાખોરને હાથે ફૂટેલો હોવો જોઇએ."

"ઠીક ! આપ બેફિકર રહો. હું આપની ગૌરીને જરૂર પાછી લાવી દઇશ."

"ડિટેક્ટીવનું બુદ્ધિ કૌશલ્ય તો હવે બતાવવાનું છે !" મહંતે તેને ઉશ્કેર્યો.

"અને તે બતાવીશ. ગૌરીને છોડાવીશ, ત્યારેજ તમને મોઢું બતાવીશ."

કહી ડિટેકટીવ દવે ઈર્ફે ગુણવંત "હવે કયો રસ્તો લેવો ?" એ ઉપર વિચારના ઘોડા દોડાવતો ઘર તરફ વળ્યો.



## પ્રકરણ:—૨ જું.

### “નાથ નહી પણ નરપિશાચ!”

—(૦)—

સતી નારને સંતાપવી! એ શક્તિ કહો શા કામની?
સ્ત્રીઓ ઉપર ઉગામવી? સમશેર એ શા કામની?
અબળા ઉપર જુલ્મી થવું! એ વીરતા શા કામની?
મહિલા કને મૂછ તાણવી! શુરવીરતા એ નામની.

—(*)—



“નાથ! શું આપણે અહીં રહીએ છીએ?”

ગૌરીએ ભયંકર ગુફા કને ગાડી ઉભી રહેતી જોઇ અંદરથી ઉતરતાં ઉતરતાં અને બ્હીતાં બ્હીતાં મંદ સ્વરે સ્વામીને સવાલ કર્યો.

“હા. કેમ વારૂ? અહીંજ મ્હારૂં હમેશનું નિવાસ સ્થાન છે.” બનાવટી ગુણવંત હરખાતે હૈયે બોલ્યો.

“મ્હને તો અહીં આવા નિર્જન જંગલમાં, આવા ભયાનક સ્થળમાં, બહુજ બ્હીક લાગે છે.”

“જંગલની ઝુંપડીમાં આજ દિન સુધી રહી, ત્યારે એ ભયંકરતા, નિર્જનતા અને બ્હીક...એ બધાં ન લાગ્યાં? વ્હાલી! મ્હારા જેવા શૂરવીર સ્વામીના પડખામાં ત્હને ડર શાનો?

કાયર નથી હું વીર છું ને વીરનો સંતાન છું,
યમરાજ મુજથી થરથરે! ને મ્હોતનો મ્હેમાન છું.
આપત્તિ આવે લાખ! તોયે સ્હેજ પણ રોતો નથી,
મુજ સાથ! બીડે બાથ! એવો એક હું જોતો નથી.

ગૌરી ! મ્હારી ગુણીયલ ગૌરી ! ન ડર ! ડરને દીલમાંથી દૂર કર.

છે વીર સાચો તેજ પરવા પ્રાણની કરતો નથી,
સૌ શત્રુઓ સાથે પડે તૂટી જતાં ડરતો નથી.
માથુ રહે કે ના રહે ! તે ધ્યાન એ ધરતો નથી,
એ આત્મભોગી વીર ઇતિહાસે કદી મરતો નથી."

"પરન્તુ પિતાજી તો કે'તા હતા...કે..."

"શું !"

"કે તમે શહેરમાં, અને ઘણાજ સુંદર મકાનમાં રહો છો."

"ખરી વાત. પરન્તુ શું કરીએ ! પ્રિયા ! અમારે ડિટેકટીવનો જીવલેણ ધંધો પડયો. એટલે ન છૂટકે હાલમાં થોડા વખતને માટે અહીંજ નિવાસ કરવો પડયો છે."

"કંઇ કારણ ?"

"કારણ પૂછે છે ? ત્હારાજ લાભનું છે."

"મ્હારા લાભનું !"

"હા."

"હું નથી સમજી શકતી."

"સમજાવું ! જો ત્હારા માબાપની શોધખોળ કરવા ઉપરાંત પેલા વીર લૂટારૂ લાલના એકકાને કેદ કરવાનું ફરમાન સરકાર તરફથી મ્હને થયું હોવાથી મ્હારે છેવટે આજ માર્ગ ગ્રહણ કરવો પડયો છે. અંદર તો આવ! અને જરા જો તો ખરી ! શહેરના સુન્દર મકાનોને પણ ઘડીભર તું ભૂલી જશે. તેને ટક્કર મરે એવો ઝળહળાટ તું હમણાંજ જોશે. તદુપરાંત ત્હારા ગુણવંતે પોતાની કોમળાંગી નવ વધૂને માટે દાસ દાસીઓ પણ પૂરતા રાખેલાં છે."

ડરતી કંપતી ગૌરી કંઇક શંકાશિલ મને પોતાના પતિનો હસ્ત પકડી ગુફામાં આંધળાંની માફક દોરાવા લાગી. બનાવટી ગુણવંતની વાતો પાયા વગરની ન હતી. ગુફાની અંદર થોડોજ અંધારો માર્ગ કાપ્યા પછી ભવ્ય અને રોનકદાર એવો દીપકોના પ્રકાશથી ઝળહળી રહેલો એક સુન્દર ઓરડો આવ્યો. ત્યાંહે કેટલાક દાસદાસીઓ આમ તેમ આંટા મારી રહ્યા હતા. પ્રવેશદ્વાર ઉપર બે રાક્ષસી કદના માણસો ખુલ્લી તરવારે પ્હેરો ભરી રહ્યા હતા. તેમને જોઇ ગૌરી કે જે આગળ ચાલતી હતી, તે આગળ ડુપગલું ભરતાં ખંચાઇ, અટકીને ઉભી રહી. એટલામાં તો પાછળ ચાલનાર વેશધારી ગુણવંત ત્યાં આવી લાગ્યો. તેની એકજ ઇસારતે નમન કરતા પ્હેરેગીરોએ દ્વાર ખોલી નાખ્યા.

તે પછી પોતાના મુખ બ્હાર પડતા બોલ ઉપાડી લેવા સજ્જ એવી બન્ને દાસીઓ પ્રતિ જોઇ વેશધારી બોલ્યો, "જુઓ! આ તમારાં શેઠાણી થાય. એમનો એકેએક હુકમ વિનાવિલંબે ઉઠાવજો."

દાસીઓએ મસ્તક ઝુકાવ્યાં. ગૌરીનો સ્વામી જવાને ઉભો થયો. તે જતાં જતાં બોલ્યો, "ગૌરી! વ્હાલી! હું એક અગત્યના કારણ માટે અત્યારે તો જાઉં છું. હમણા થોડી વાર પછી અત્રે પાછો ફરીશ. એ દરમ્યાન મનગમતા વસ્ત્ર પરિધાન કરી તું મ્હારી રાહ જોજે. ત્હને જે કંઇ જોઇએ, તે અહીં બેઠાં બેઠાંજ હુકમ કર્યાથી મળી શકશે. કોઇ વાતે સંકોચાતી કે શરમાતી નહી."

ગૌરીને "ઉભા રહો." એટલુંયે ક્હેવાનો વખત ન મળ્યો. "મ્હને થાક લાગવાથી હું અત્યારે સૂઇ જવા માગું છું, માટે તમે બ્હાર જઇ બેસો." એમ કહી તેણે પોતાની પ્રત્યેક હીલચાલ ઉપર

બારીક નજર રાખવા મૂકાયલી બંને ચતુર દાસીઓને ત્યાંથી દૂર કરી. એકાન્ત મળતાં જમણો કર લમણે ટેકવી તે વિચાર કરવા લાગી.

"શું એ મ્હારા ગુણવંત હશે !"

કોઇ દિવસ નહિ ને આજે પ્રથમજ ગૌરીને પોતાના પ્રિયકર ગુણવંતના ગુણમાં, વર્તનમાં અને વાણીમાં ફેર જણાયો. તેનું મન મંગળ અમંગળ વિવિધ તર્કો બાંધવા લાગ્યું. અશુભ શંકાઓ તેના હૃદયપ્રદેશમાં ઉદ્દ્ભવવા લાગી. પોતે એક લજ્જાશિલ નવ-વધુ હોવાથી હજુ ઘુંઘટ તદ્દન દૂર કરી પોતાના પ્રિય પતિનું મુખાવિંદ જોવા તે ન્હોતી પામી. જો કે લગ્ન પ્હેલાં તેણે ગુણવંતને સેંકડો વાર જોયો હતો ! છતાંય આટલી અધીરાઇ !

ગૌરી જ્યારે આવા આવા તરંગો ઉરમાં દોડાવી રહી હતી. ત્યારે બદમાસની ગોઠવેલ ગૌરીની બે ચતુર દાસીઓએ 'પોતાની નવી શેઠાણીએ પોતાને દૂર કરી' એ ખબર ભીમા નામના વફાદાર સેવક સાથે એકાન્તમાં બેસી ગુપ્ત વાતો કરતાં પોતાના સ્વામીવેશધારી ગુણવંતને કરી. વ્હેમી વેશધારી દાસીની વાત સાંભળતાંજ ગૌરીના ઓરડામાં આવી પહોંચ્યો.

પરોઢ પૂરેપૂરું ફાટી ચૂક્યું હતું. ખંડના તમામ દીપકો બુઝાવી નાખવામાં આવ્યા હતા. ગુફા છતાં ઉપરનો ભાગ એવી સફાઇથી કોતરી કાઢવામાં આવ્યો હતો, કે માંહેના સુવ્યવસ્થિત ઓરડાઓમાં પૂરતો સુર્ય-પ્રકાશ પડતો હતો. વિચારમાળાના મણકા ફેરવવામાં એકચિત્ત બનેલી ગૌરીએ પોતાનો પતિ પોતાની પાછળ આવી ઉભો રહ્યો, છતાં તેનો પદધ્વનિ સરખોયે ન સાંભળ્યો. એટલામાં તો ચામીજ કોઇના બોલવાનો અવાજ તેને કાને પડ્યો. તે એકાએક ઝબકી ઉઠી.

તેની અર્ધ પરોવાયલી વિચારમાળા એજ વેળા પુનઃ વેરાઇ ગઇ. મોતીઓ બિચારા વિખૂટાં પડી ગયાં.

"ગૌરી ત્હને બહુ પરિશ્રમ લાગ્યો છે ?"

"હા ! પરન્તુ તમે તો અત્યારે કામ પ્રસંગે બ્હાર જવાનું કહી ગયા હતા, અને વળી એટલામાં પાછા ક્યાંથી પધાર્યા ?" શરમાળ બાળાએ શશિવદન ઘુંઘટમાં છૂપાવેલું રાખતાં પતિ સાથે પ્રથમ વાતચિતનો લાભ લીધો.

"ત્હારે ખાતર કામને પણ એક બાજુ મુકી દીધું. વ્હાલી ! એ તે શા હીસાબમાં ?

કામ તો શું કાય પણ ત્હારા ઉપર કુરબાન છે,
બસ એક ત્હારા બોલ પર ! તૈયાર મ્હારો જાન છે.
છે તેજ સાચી સુન્દરી જે સ્વામીને માટે મરે,
છે તેજ સાચો કાન્ત કાન્તા કાજ જે માથું ધરે.

ગૌરી ! વ્હાલી ! એટલું તો સત્યજ છે કેઃ—

જુદાઇ ના તલભાર છે, સાચાં પતિ–પત્ની વિષે,
બે કાય જુદી દીસતી પણ પ્રાણ તો એકજ દિસે.
સાચી સતીનો પ્રાણ ! સ્વામીના જતાં રે'તો નથી,
સાચો પતિ સ્ત્રી–મ્હોત પૂઠે શ્વાસ ! પણ લેતો નથી.

ગૌરી ! હૃદયવલ્લભે ! હવે આ ઘુંઘટ શા માટે ?"

વેશધારી ગુણવંતે કોઇપણ પ્રકારનો વિચાર કર્યા વિના ગૌરીનો ઘુંઘટ–પટ સ્વહસ્તે દૂર કરી તેનુ શશિવદન નિહાળ્યું. ચુમી કરવા અધરો ગોર ગાલો તરફ વાળ્યા. પણ અરે આ શું ? એકજ ક્ષણ ! પતિ–મુખદર્શન થયું, અને "ઓ પ્રભુ ! મ્હારી શંકા આખરે સત્ય નિવડી !" કે'તાંજ ગૌરી એક પગલું પાછળ હઠી ગઇ. પતિ-વ્રતનો ભંગ થતાં એને પ્રભુએ અણીને અવસરે બચાવી લીધી. પોતે

ગુણવંતના વેશમાં કોઇ અન્ય વેશધારીનેજ વરી ઠગાઇ છે." એ જાણતાંજ કાચાં હૈયાની બાળા એકાએક હ્રદયાઘાતે અને પ્રેમાઘાતે કરી દેહશુદ્ધિ ભૂલી બીજીજ પળે બેશુદ્ધ થઇ ધરણી ઉપર ઢળી પડી. વેશધારી ગુણવંત! ચુંબનનો લ્હાવો હ્રદયમાંજ રહી જતાં આશ્ચર્ય–મુદ્રાએ તે બેશુદ્ધ બાળાના વદનકમળ પ્રત્ત જોઇ રહ્યો.

અત્યાર સુધી વેશધારી એમ સમજતો હતો, કે ગૌરીએ ગુણવંતનું ફક્ત નામજ સાંભળ્યું હશે, મુખદર્શનનો લાભ તેણે નહિ મેળવ્યો હોય! પરન્તુ તેની એ ધારણામાં એ પોતે ઠગાયો હતો. ગૌરીએ ગુણવંતને એક વખત નહી પણ વધુ વાર જોયો હતો. એટલુંજ નહિ પણ તેઓ બંને લગ્ન–સંબંધ નક્કી થયા અગાઉ ઘણી વાર એકાન્તમાં મળ્યા પણ હતા. અને એનેજ પરિણામે આ પ્રેમી વિશુદ્ધ હ્રદયોના પ્રેમતંતુઓ ભવિષ્યના ભામા–ભરથાર તરીકે ગુથાવા પામ્યા હતા.

વેશધારી ગુણવંતની આંખો હવે ખુલી. ગૌરી પોતાને દુષ્ટ અને દગાખોર તરીકે ઓળખી ગઇ, એ પામી જતાં તેને વાર ન લાગી. વેશધારીની આજ્ઞાથી ગૌરીની સારવારમાં પેલી બે દાસીઓ ક્યારનીય લાગી ગઇ હતી. અર્ધશુદ્ધિમાં આવેલ ગૌરીના મુખમાંથી બેભાનીમાં જે નિમ્નલિખિત અર્ધાંપર્ધાં ઉદ્‌ગારો સરી રહ્યા હતાં, તેજ વેશધારીને પોતાની સ્થિતિનું ભાન કરાવવા બસ હતાં.

"ના.......ન્હોય..........મ્હારા...........નાથ...આ.........ગુણવંત............વ્હાલા..........આ'વા છેજ.......ના.........ઓ...પ્રભુ...લજ્જા............"

ગૌરીના વદન કમળ ઉપર સુગંધીદાર પાણીનો એક સરખો મારો અર્ધ ઘટિકા પર્યંત ચાલુ રાખ્યા પછી તે સંપૂર્ણ શુદ્ધિમાં આવી. ભાનમાં આવતાંજ બેબાકળી બની તે હાંફળીફાંફળી સ્થિતિમાં જમીન ઉપરથી ઉઠી બેઠી થઇ ગઇ. વેશધારીના આંખને અણસારે દાસીઓ

ત્યાંથી ચાલી ગઇ. થોડી વાર સુધી બંનેમાંથી કોઇ અક્ષર માત્ર ન બોલ્યું. આખરે ગોરીથી રડી દેવાયું. તેનું હૈયું ભરાઇ આવ્યું. તેની આંખોમાંથી અવિરામ અશ્રુધારા વહી રહી હતી. બેઉ હાથ જોડી આંખો બંધ કરી, તેણે હૃદયમાં દીનદયાળ દામોદરનું ધ્યાન ધર્યું. તે ઘુંટણીયે પડી પ્રભુને વિનવી રહી હતી.

"સહાય થા હે શ્રી હરિ! સતની પત તું રાખ,
દુષ્ટોને દાબી દઇ, દયા દીન પર દાખ."

સ્તુતિ થઇ રહી. બાળાની આંખો પોતાના ઠગારા પ્રાણેશ પ્રતિ ફરી. આ વેળા તેની ઓઢણીની માથાવટીનો ભાગ શિરોભાગ ઉપરથી તથા પાલવ વક્ષઃસ્થાન ઉપરથી ખસી જઇ, અવ્યવસ્થિતપણે વિખરાઇ ગયો હતો. જેને બરાબર કરતી, વસ્ત્રોને સંકોરતી, દીન અને ગદ્‌ગદ્ સ્વરે તે કે'વા લાગી. "કહો! કહો! કે તમે કોણ છો! મ્હને આવી રીતે પ્રપંચથી ઠગી અત્રે શા માટે લાવ્યા છો? પ્રપંચ પ્રભુને પ્રિય નથી. તેમજ પ્રપંચી ઉપર પ્રભુ રાજી પણ નથી રે'તો. ભાઇ! મ્હારા પતિદેવ ક્યાં છે?

મળવું મ્હને! દયો મેળવી! મમ નાથ ક્યાં છે કહો મ્હને!
બે હાથ જોડી વિનવું ચરણે પડું છું આપને,
સંતોષશો સ્ત્રી-હૃદય! તો સંતોષ! સુખડાં પામશો,
નહિ તો તમે કડવાં ફળો! કુકર્મ કેરા વામશો,

તમને ખબર તો હશે કેઃ—

જેવું કરો! તેવું ભરો! અવિચળ નિયમ છે ઇશનો,
કરણી પ્રમાણે છે શુભાશુભ ન્યાય શ્રી જગદીશનો.
કૈં પૂણ્ય યા તો પાપ! કરતાં માનવી! સંસારમાં,
નહિ ભૂલતાં દિન એક! ઉત્તર આપવો! દરબારમાં,

બાઇ! સન્મતિ ધાર! તજી દે આ ક્ષણિક જગતના મોહ, માયા, અને વિકાર."

"ગૌરી! ગૌરી! તું આ શું બોલે છે? પરણ્યા ભરથારને બાઇ કે'તા શર્મ નથી આવતી? જીહ્વે કાંટા કાં નથી ભાંગતા? ત્હારી બુદ્ધિ આજ ઝ્હેર મારી ગઇ છે કે શુ? તું એટલી બધી પલટાઇ ગઇ, કે પોતાના પતિને પણ પિછાની શકતી નથી?

ભ્રમિત મગજ—મન ત્હારૂં, ભમણે ભૂલી ભાન,
વામાનો વિશ્વાસ શું? પલ્ટે પળે જબાન.
આજ સુધી આપ્યો મ્હને, હસી હસ્ત, વિશ્વાસ,
હવે કળી કો અન્યને, દેવા જાય સુવાસ.

શું સ્ત્રીઓના વચન તે કમળપત્ર પરના ઝાકળ—બિન્દુઓ જેવાં? સંસારની સુશીલ સ્ત્રીઓના વ્હાલ અને વિશ્વાસ પણ શું બાજારી વેશ્યાઓના જેવા ચંચળ? ના...ના...

કાજળ યા તો કીલનો કદી ન ફીટે ડાઘ,
પ્રીતિ તે મરતાંય જ્યાં! ઘટે નહિ અનુરાગ.

અમ દેશના નર-નારમાં નહિ પ્રેમ, પ્રીતિ, વ્હાલ છે,
આજે વદે કાલે ફરે, એ'વાં અમારાં હાલ છે.
મ્હાવું, મ્હવાવું ચોજ શું? પત્ની પતિ જાણે નહિ,
માબાપથી સંધાય સાંધા! તાર ત્યાં તાણે નહિ.

બાકી ખરૂં પૂછો તો!

મોંઘા પ્રીતિના મૂલ છે, સાચા ઝવેરી પારખે,
ખોટા હીરા તો સેંકડો! પણ કોહીનૂર તો એક બે.
કક્કો ન જાણે પ્રેમનો...દાવો છતાં એનો કરે,
એવા અમારા દેશમાં...આજે જુઓ લાખો ફરે.

અને તેમાંની એક તું'યે. ગૌરી ! આવી અને આટલી હદ પર્યંતની છેતરપિન્ડી ? ખરેખર ! ત્યારે તો ભર્તૃહરિયે ખોટું નથીજ કહ્યું, કે:—

વિશ્વાસ વામાના વચન પર મૂકતાં વીચારજો,
વિશ્વાસ એના વ્હાલ પર કરતાં પ્રથમ વીચારજો.
એકકેક પગલું જોઇને, સંભળીને સૌ મૂકજો,
ગફલત વિષે મા ચૂકજો ! જોયા વિના ના ઝૂકજો.

અને ઝૂક્યાં ! તો પછી ગયાંજ સમજજો ! પસ્તાવાનું કર્મે લખાઇ ચૂકશે. વનિતાના (ખાસ કરીને વેશ્યા) વ્હાલ, વચન "અને આંસુડા એ ત્રણેય પાકાં પીપળ-પાનની ગરજ સારે એમ છે ! એને પલટતાં-ખરતાં શી વાર ?"

"બસ કર. મ્હારા ગુણવંતમાં ને ત્હારામાં આસમાન જમીનનો ફરક છે. કયાં તારૂં દગાબાજ દીલ ? અને કયાં તેમનું સરળ સ્નેહાળ હૃદય ! કદી નહિ...તું કોઇ વેશધારી છે...

આંખો જરી નવ ઓળખે...અંતર કબૂલે સ્હેજ ના,
તુજ વદન, વાણી કહી રહ્યા...કે નાથ તું મમ છેજ ના.
નિર્લજ્જ મ્હારા નાથ...ત્હારા સમ જરાયે છે નહી,
કારણ વિના આ નેત્ર જમણું કદાપી ફરકે નહી.
ભય-ભણકારા હૃદયમાં ઘડીએ ઘડીએ થાય,
ચિહ્ન અમંગળતા તણા એજ બધાં સમજાય."

વેશધારી:—

"ભમાવી કોઇએ ભોળી ! હવે એ'વું મ્હને લાગે,
અગર તો બુદ્ધિમાં મ્હોટું પરિવર્તન થયું લાગે.
નથી બુદ્ધિ-મગજ આજે, જરાયે જાણુ ઠેકાણે,
પડળ શાં આંખ પર આવ્યા ! પતિ ના ઓળખી જાણે"?

મ્હને તો લાગે છે કે ત્હને ચિત્તભ્રમનો રોગ થયો છે, અને તેથીજ ત્હારી આંખો, મગજ અને બુદ્ધિ પોતપોતાના કાર્યો કરી શકતા નથી." વેશધારીએ ગૌરીને ગાંડી અર્થાત્ દિવાની ઠરાવી.

"નહિ! એમાનું મ્હને કશુંય નથી. હું સ્વપ્નામાં નહિ પરંતુ સંપૂર્ણ શુધ્ધિમાં છું. છતાં જો તુંજ સાચો ગુણવંત હોય તો મ્હારા જીવનની ગુપ્ત વાત કે જેનાથી ત્હને વાકેફ કરેલો છે, તે તું જાણતો હોવો જોઇએ."

"જરૂર."

"તો કહે આજથી તેર ચૌદ વર્ષ ઉપર શો ભયંકર બનાવ બન્યો હતો?"

'ગૌરી કોણ છે?' તે આ વેશધારી ન્હોતો જાણતો, અને તેથી જો ગૌરીએ પોતાના જીવનનો ઇતિહાસ એને પૂછયો હોત, તો એ જવાબ ન દઇ શકત, અને તુર્તજ પકડાઇ જાત. પરંતુ ભાવિના ભુલાવાએ ગૌરીએ કંઇ વિચિત્રજ પ્રશ્ન પૂછયો. "તેર—ચૌદ વર્ષનો બનાવ." ગૌરીના આ પ્રશ્ને વેશધારી ચોંકયો. તેર વર્ષ ઉપર પોતે જે ભયંકર પાપ કર્યું હતું, તેની સ્મૃતિ નજર સન્મુખ તરી આવી. એક વેળા તેને એ વિચાર પણ આવી ગયો કે 'ગૌરીને એ બનાવ સાથે શો સંબંધ હશે?' પોતે આ બનાવથી માહિતગાર હોવા છતાં તે કશુંય બોલ્યો નહિ.

"કેમ? મ્હારા વ્હાલા ગુણવંતને વળી એમાં તે આટલી વાર અને આટલા વિચાર શાં કરવાના હોય?"

"ગૌરી! એટલા વર્ષ અગાઉ તો ત્હારો જન્મ પણ ન હતો. તો પછી એ વાતની ત્હને શી ખબર? તથા એની સાથે ત્હને શું સંબંધ છે?"

"મ્હને બધી ખબર છે. મ્હારા વૃદ્ધ ધર્મ–પિતાએ મ્હને મ્હારા બાળપણમાં મ્હારા જન્મ આગળની બહુ બહુ વાતો કરી છે."

"ગૌરીને કદાચ એ લૂટ અને આગની વાત કે'વાથીજ નિવેડો આવી જતો હોય, અને ખાત્રી થઇ ચુકતી હોય. તો વળી ઉત્તમ" એમ ધારી વેશધારી ગુણવંત બોલ્યો..."સાંભળ. આજથી તેર વર્ષ ઉપર વિલાસપુરના એક પ્રખ્યાત જમીનદારના મકાનને એક વીર લુટારૂએ આગ લગાડી હતી, જેમાં તે જમીનદાર તથા તેની પત્ની સળગી ગયા હતા. બાકીના બચી ન્હાઠા હતા. જેમાં શેઠની પુત્ર–વધૂનો પત્તો ન હતો. ત્રણ વર્ષના સખ્ત કેદની સજામાંથી એકજ વરસે જેલ તોડી ન્હાસનાર તે કેદીએ એ વીર લૂટારૂની ભૂમિકા ભજવી ઉપરોકત કાર્ય કર્યું હતું."

"બહુ થયું...હવે મ્હને તમારા પર શ્રદ્ધા બેઠી." ગૌરીએ સંબોધન ફેરવતાં કહ્યું, "હુંજ ભુલું છું. હવે કેવળ એકજ વાત કહો."

"પૂછ."

"તે વીર–લૂટારૂનું નામ ?"

ગૌરી બદમાશને, તેની તમામ વાત મળતી આવતાં, અને સાચી પડતાં, પોતાના પતિ ગુણવંત માની લેવામાં છેતરાઇ. છેવટનો ખરો જવાબ મળે. અને પતિને ભેટી પડું, તથા ભૂલચુકની પગે પડી માફી માગું, એજ લક્ષ રાખતી ગૌરી અધીર બની ઉભી હતી, ત્યાં તો કિનારે વહાણ આવી લાગ્યું. જાણી, ઉત્સાહ અને આનન્દથી છલકાતા હૃદયે વેશધારી વીર–લુટારૂ બોલી પડયો, "લાલનો–એકકો."

શંકા ભાંગી ગઇ. ક્ષમા–યાચનાની ઇંતેજાર ગૌરી વેશધારીના ચરણ પકડવા દોડી. પરન્તુ તેજ સમયે એક ચમત્કાર થયો, અને તેને લીધે વેશધારીનું કિનારે આવેલું વ્હાણ એકાએક ડૂબી ગયું.

પિસ્તોલનો બ્હાર થયો. ગૌરી બ્હીધી, અને પાછળ હઠી ગઇ. ડિટેકટીવ દવે ત્યાં આવી ઉભો રહ્યો. તેના મુખમાંથી એજ શબ્દો બ્હાર પડયા કેઃ-"અને એ લાલનો એકકો ! યાને વીર-લૂટારૂ તેતુંજ !"

આ વખતે ગૌરીના હૃદયની સ્થિતિ કલ્પવી મુશ્કેલ હતી. સાચા પતિનું આગમન ! અને વેશધારીનું વીર-લૂટારૂ નિકળવું ! કેટલું અજાયબી ભર્યું !

ગુણવંતઃ—શિકાર સપડાયો હવે, આબાદ મ્હારા હાથમાં,
કંઇ વર્ષની મ્હેનત પછી વનરાજ આવ્યો નાથમાં.
બે પક્ષીઓ આજે ઉડે છે ! ફકત એકજ કાંકરે,
લૂટારૂઃ—કંકર તણા આઘાતથી વીર કેશરી આ નહિ મરે.

સમશેર-બહાદૂરો સમરમાં વિજય પામી આવતા,
ગૌરવભર્યાં જે શિષ...સાચાં વીર-રત્નો કા'વતા,
એવા કંઇ નરુ-વીર પગની ઠોકરે રોળઇ ગયા,
મુજ એક હાકે થરથરી ચપટી વિષે ચોળઇ ગયા.

આ વીર વનરાજને જીવતો પકડવો આકાશ કુસુમવત્ છે."

"તો...લે..."

મરણીયા ડિટેકટીવ ગુણવંતે બાર બાર વર્ષના પરિશ્રમે હાથે ચઢેલા શિકારને ઘાયલ સ્થિતિમાં પણ પકડવાના ઇરાદે પિસ્તોલનો બ્હાર કર્યો. આ બાજુ ગૌરી પતિને ભેટવા આગળ વધી. લાંજ ચાંપ દબાઇ. ડિટેકટીવ દવે અને ગૌરી તથા લુટારાની વચ્ચે એક આડી લોખંડી જાળી આવી ગઇ. દવેનું હવે કશું ચાલે એમ ન્હોતું. બાર નિષ્ફળ ગયો. બીજી બાજુથી લુટારના માણસો દવેને પકડવા આવતાં જણાયા. સમય અને વિપરિત સંજોગ વિચારી પોતાની કેદી પ્રાણવલ્લભાનું મુખ જોતો જોતો તે ગુફામાંથી આવેલે રસ્તે બ્હાર ચાલ્યો ગયો.

ડિટેકટીવ હવે ! ગાડીના પૈંડાની નિશાનીએ વેશધારી લુટારૂની ગુફા શોધવા પામ્યો હતો. નાસીપાસ થઇ ને પોતાના મનમાં 'પોલિસોની મદદ લઇ અત્રે આવવું ' એ વિચારે થાણા પ્રતિ જઇ રહ્યો હતો. એટલામાં પાછળથી કોઇએ તેને બૂમ મારી.

"ગુણવંત ! એ ગુણવંત !"

"કોણ !" પાછું જોઇ ગુણવંતે પ્રશ્ન કર્યો.

"ઉભા રહો ! ઉભા રહો ! ડિટેકટીવ સાહેબ ! મહેરબાન ! જરા નીધા રખો. આ આ ગરીબ દોસ્ત પર !"

"કેમ રે અલ્યા વિહારી ! તું અહીં કયાંથી ?"

"આપ. મહેરબાન કયાંથી ?"

"હું તો એક ખાનગી કામસર આવ્યો હતો !"

"ત્યારે સેવક એક જાહેર કામસર આવ્યા હતા.'

"ત્હારા કામનું નામ ?"

"ઘેર ચાલો . પછી બધી પૂછપરછ થઇ રે'શે."

"પણ મ્હારે તો થાણે જવું છે, તેનું કેમ ?"

"ચાહ પાણી પિવડાવ્યા વિના તે એકદમ જવાય ? ચાલો."

"ચાહ પિવાનેજ દોસ્તી બાંધી છે કે શું ?"

"તે તો વખત આવે જણાઇ રહેશે."

વિહારી ગુણવંતનો સ્નેહી હતો. બંને સરખેસરખા મશ્કરા મિત્રો વાતો કરતાં કરતાં ગુણવંતને ઘેર ગયાં.



# પ્રકરણઃ—૩ જું.

## " ગુણવન્તની ગુણવન્તી. "

સ્ત્રી—વેશમાં, સ્ત્રી—રૂપમાં, એ'વાં અજબ જાદુ ભર્યાં,
રણધીર ને શૂરવીર પણ અંજાઇ એ'માં કંઇ મર્યાં.
જગ દેખતુ, ને આંધળું...કરનાર બંને પ્રેમદા,
તારેછ કો, મારેછ કો...સૌન્દર્ય શત્રુ સર્વદા.



પોતાનું ઘર આવતાં વિહારી ગુણવંતથી છૂટો પડયો. ચાહ પાણી પીવાની વાત તેણે યુકતિપૂર્વક ઉરાડી દીધી. ગુણવંત એકલો પોતાના એક ખાનગી ઓરડામાં બેઠો બેઠો પોલીસની મદદ લઇ ગુફામાં જવું કે નહિ ? તે ઉપર વિચારના અશ્વો દોડાવી રહ્યો હતો. અંતે તેના કાબેલ ભેજાએ એ સાહસ ખેડવા તેને ના પાડી. નિર્ણય થઇ ચૂકયો. માથાની પરવા મૂકી પુનઃ એક વાર એકલાંજ ગુફામાં જઇ આવવું, એ'વા દ્રઢ નિશ્ચય ઉપર અંતે તે આવ્યો.

એટલામાંજ તેના ઓરડાનું પ્રવેશદ્વાર એકાએક ઉઘડી ગયું. એક પ્રૌઢ સ્ત્રી અંદર પ્રવેશી. ગુણવંતની નજર પડે એમ એક પોટલી અને એક પત્ર ટેબલ ઉપર મૂકી તે જોતજોતામાં ચાલી ગઇ. અવાચક્ હવે પત્થરના પૂતળાની પેઠે તેને જતી જોઇ રહ્યો.

એક વાર તેને તે સ્ત્રીની પૂંઠ પકડવાનો વિચાર થયો, પરન્તુ પાછળથી તે માંડી વાળ્યો. પોટલી છોડી. તેમાં શું હતું ? હવેને તે જોઇ બહુજ નવાઇ લાગી. પોટલીમાં એક તરૂણ સુન્દરીને યોગ્ય ચોળી, ચણીયો, અને સાળુ ઉપરાંત, હાથ, પગ, કાન તથા નાકના તમામ અલંકારો હતાં. હવે આશ્ચર્યની સાથે તેને ઘડીભર જોઇ રહ્યો. બીજીજ પળે તેણે કવર ફોડયું. ચિઠ્ઠીમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

"પ્રાણેશ !"

મોકલેલો વેશ પરિધાન કરી વેશ્યા વિલાસીકાના બંગલા આગળ રાત્રિના નવ દશને શુમારે પધારજો, મ્હારી વફાદાર દાસી બનશે તો પુનઃ આપને મ્હારો મેળાપ કરાવી આપશે. તે સાથે એક નજીવી ભેટ પણ તમને તેજ વેળા મળશે." "મહંતની મુદ્રિકા."

લી૦ ચર્ણરજ "ગૌરી."

પત્રિકા વાંચી. પોતાનો ભેદી સંકેત-શબ્દ નીચે જોતાંજ હવેએ ત્યાં જવા નિશ્ચય કર્યો.

ઘડીયાળમાં અત્યારે બરાબર છના ટકોરા વાગી રહ્યા હતા. પોટલી લઇ તે પાસેના ખંડમા ગયો. પ્રેમાંધ ઉતાવળમાં પેલો પત્ર ટેબલ ઉપરજ ભૂલી ગયો. થોડી વારે ત્યાં એક પુરૂષ વ્યક્તિ આવી પેલું કવર ઉપાડી ગજવામાં ઘાલી ત્યાંજ સંતાઇ ગઇ.

પાસેના ખંડમાથી થોડી વારે કરકંકણો ખખડાવતી એક સુન્દરી આયનામાં પોતાનું મુખારવિંદ ઘડી ઘડી અવલોકતી વગર મ્હાવરાને લઇ અણુખત કરતી નયનીને ઘડીએ ઘડીએ ઉંચી કરતી, તથા માથા પરથી ઉડી જતાં છેડાને વારંવાર ઓઢતી, હસતી હસતી

બ્હાર આવી. દિવાનખાનાના મ્હોટા આરસામાં તે પોતાનું સુન્દર વદનકમળ નિહાળી રહી હતી. એવામાં તેણીએ તેની અંદર કોઇ પુરૂષ વ્યકિતનું પ્રતિબિંબ જોયું. તે પાછી ફરી. આવનાર વિહારી હતો.

પ્રથમ તો વિહારી ગુણવંતના ઘરમાં આ નવયુવાન સૌન્દર્ય-શાલિની સ્ત્રીને જોતાંજ વ્હેમાયો, પરન્તુ પછી તો તે હિંમતપૂર્વક તેને પૂછ્યું..."શું તમે ગુણવંતને મળવા આવ્યા છો ?"

વાંચક ! આ સુન્દરી તે અન્ય કોઈ નહિ પરન્તુ ગુણવંત ઉર્ફે ડિટેકટીવ હવે પોતેજ હતો.

"જી...ના...અમે તો એમનાં ઘરવાળાં છીએ."

વિહારી ચોંકયો. નકકી ગુણવંત કોઇ વેસ્યાના પ્યારમાં ફસાયો છે, એમ તેણે એક વાર ધારી લીધું. પરન્તુ એટલામાં એકાએક તેની નજર છેડો ઉડી જતા તે સુન્દરીના કાળા ચોટલા ઉપર પડી. તે ખોટો છે, (વીગ) એમ તેને ખાત્રી થતાં, અને ચાલ પણ પુરૂષ વ્યકિત અનુસાર ન લાગતાં તે બાહોશ અને ચતુર મૂર્તિ પોતાના વેશ ધારી મિત્રને ઓળખી ગઇ.

ગમે એવો પણ આખરે એક ડિટેકટીવનો દોસ્તને !

"કોણ ? તમે મ્હારાં ભાભી !".

"હા."

"તમારા ભાઇ કયાં પધાર્યા છે. !"

"તે તમે જાણો."

હવે ચાલાકી જવા દે ! ગુણવંત ! વિહારીની આટલાં વર્ષોની ત્હારી મિત્રતા ત્હને ન ઓળખી શકે, તો પછી ડિટેકટીવની દોસ્તી ફરી શું કામની !"

"સાબાશ! સાબાશ!"

"ઉભા રહો હું તમારાં ઓવારણાં લઉં!"

"મ્હારાં નયન સલુણાં બ્હેન...

......તમને શું કહીને બોલાવું?"

"ત્હને ગમે તે!"

"ગુણવંત+ઇ=ગુણવન્તી."

"એમ તો એમ! હવે તો રાજી!"

"બેશુમાર! હા—હા—હા..." વિહારી હસવા લાગ્યો.

"તું જ્યાં ને ત્યાં પુંઠે તૈયારજ હોય! અત્યારે ક્યાંથી આવી લાગ્યો?"

"મૃત્યુપુરીના માનવ–વર્ગમાંથી. મ્હેરબાન! પણ હાં! બ્હેન! જરા એ તો બતાવો કે મ્હારા ગુણીયલ ગુણવન્તી બ્હેન આજે ક્યા સદ્ભાગીનું ઘર માંડવા સિધાવે છે?"

"માંડવા નહિ, પરન્તુ ભાંગવા! એમ બોલ." દવેએ ભૂલ સુધારી.

"એમ કેમ વારૂ?"

"શાણી સલુણી સુન્દરી જો સાંપડે તો ઠીક છે,
નારી નઠારીથી નકી ઘર ભાંગવાની બ્હીક છે."

"ત્યારે તમે તો એ બેમાંના એકેય નથી."

"નહિજ."

"વનિતા ન સાચી! વેશધારી વીર આ ગુણવંત છે,
મુજ મોહ–જાળે જે ફસાયે! જાણ તેનો અંત છે."

"વાહ વાહ! સખી ગુણવંતી! શું કહું ?

શોભી રહી! આબાદ મનહર વેશમાં, મહિલા તણા,
તુજ વેશધારીની કળામાં આજ મુદ્દલ નહિ મણા.
સૌન્દર્ય ત્હારૂં જોઈ થાશે સુન્દરી! ઘાયલ ઘણા,
અફસોસ! એ લ્હાવો લખાયો છે ન કર્મે આપણા.

ગુણવન્ત! મ્હને લાગે છે કે બ્રહ્માએ એક મ્હોટી ભૂલ કરી."

"તે શું ?"

"ત્હને સ્ત્રી ઘડવાને બદલે પુરૂષ ઘડી દીધો."

"કેમ બહુ ફાટયો કે ?"

"ખરૂં કહું છું...બાકી...

સૌન્દર્ય ત્હારૂં સ્વર્ગની એ ઉર્વશીને તોલ છે,
રંભા સરીખું રૂપ...મીઠાં કોકિલા સમ બોલ છે.
ગુણવન્તી! વારી જાઉં વારંવાર ત્હારા રૂપને,
જો નાર નકકી હોત તું તો પરણુતે બંદા ત્હને."

અને એ છેવટના શબ્દોની સાથેજ વિહારીએ ગુણવન્તીને બળાત્કારથી બાથમાં લઇ એક મીઠી ચુમી ભરી લીધી. ગુણવંત કરતા વિહારીના શરીરનો બાંધો જરા વધુ સશકત હતો. કંઇક ક્રોધમિશ્રિત સ્વરે ગુણવંતે વિખરાયલો વેશ ઠીક કરતાં વિહારીને ઠપકો આપ્યો.

"જા...વિહારી! ત્હારે આવું કરવું હોય, તો આજથી મ્હને બોલાવતો નહિ. હા."

"પણ એમાં એકદમ એ શું થઇ ગયું? શું ઘટી ગયું? ને શું બગડી ગયું? હોય! મ્હારા ભાઇ! એ તો મ્હેં તમારા ભાભી (પોતાની વહુ) વરસે બે વરસે આવે, ને કદાચ કામ પડે તો? ત્યારે તેની પ્રેકટીશ કરી જોઇ. એમાં આમ શરમાવ છો શાના?"

"ચાલ મ્હારે ત્હારી એવી નાગી વાતો નથી સાંભળવી. હું તો હવે જઇશ."

"પણ તમે ઘર ભાંગવાની વાત કરો છો, તે તમારાં પગલાં સારા ન કહેવાય."

"જરા તો કહે! ડિટેક્ટીવ બંદા જેની પુંઠે પડે, તેના નવ્વાણુ ટકા ભોગજ લાગે."

"પ્રભુ બચાવે મ્હને સૌથી પ્હેલાં એવા ડિટેક્ટીવોના ત્રાસથી."

"બહુ સારૂં! લે બેસ. વિહારી! અમે તો હવે જઇશું."

"તમે...આ...વજો" મહાશ્વેતાના ગાયનની અધુરી કડી વિહારી મનમાં ગણગણ્યો."

"ક્યાં?" બિહારીએ પ્રકટ પૂછ્યું.

"અમારા દરરોજના કામેજ તો! વળી બીજે ક્યાં?"

"કેમ? આવવાનું સ્થળ કદાચ એક હોય, બાકી જવાના તો જોઇએ એટલા. હા...પણ...જોજો મ્હારાં ગુણીયલ ગુણવન્તી બ્હેન! આંખલડીનાં અણુસારાં જરા ઓછાં મારજો. નહિ તો રખેને કોઇ રસ્તે જતો લ્હેરોલાલ તમારા રૂટડા રૂપ પર આશક પડશે."

"બહુ સારૂં. હોય!" ગુણવન્તથી એટલું બોલતાં હસાઇ ગયું.

"પધારો ત્યારે ગુણવન્તી બ્હેન!"

" સાહેબજી ! "

" રામરામ. હાં ! પણ હવે દેવીના દર્શન ફરી પાછાં ક્યારે થશે ? "

" બનતાં લગી તો સાંજનાજ. "

" ઇશ્વર તમારી મનોકામના સફળ કરે ! અને દંપતિ સુખ દીર્ઘાયુ ભોગવો !" વિહારીએ ગુણવન્તીને શુભાશિર્વાદ દીધા.

કેમ જાણે તે પરણવા ન જતી હોય !

વિહારી તુર્તજ ઘેર જવા છૂટો પડયો. મકાનના દ્વારને તાળું મારવા ગુણવંત ટેબલ ઉપરથી તાળું લેવા ગયો. ત્યાંજ તેને પેલો પત્ર સાંભર્યો. ટેબલ ઉપર પડેલું ફાડેલું કવર હજુ એમને એમ હતું. ગુણવન્તે તે ઉપાડયું. અંદર જોયું. તે ખાલી હતું. તેમાં પત્ર ન હતો.

# પ્રકરણઃ—૪ થું.

## " લાલનો એક્કો. "



જે વીરતાનો ગુણ ! એ તો વિભુની બક્ષીસ છે,
વીરો વિષે શકિત રૂપે...વ્યાપી રહ્યો જગદીશ એ.
સત્કાર્યમાં વપરાય જો...તો દિન દિને વૃદ્ધિ થશે,
દુર્વ્યય કરે તો ઓજ બળ ! દિવસે જતાં ઘટતું જશે.





શ્રી મતી ગુણુવંતી દેવીના મુખના હાસ્ય અને નૂર ટેબલ ઉપર પડેલા કવરમાં પત્ર ન જોતાંજ ઉડી ગયાં, ગંભીર મુખમુદ્રા થતાં તે ખુરસીમાં ધબ્બ દઈ બેસી ગઇ. "ઘરમાં વિહારી સિવાય અન્ય કોઈ આવ્યું નથી. તો પછી પત્ર ગયો ક્યાં? તેમજ વિહારી મ્હારો જૂનો વિશ્વાસુ અને પરમ મિત્ર હોઇ કદી મ્હારી પરવાનગી સિવાય એ લેવાની કે વાંચવાની હિમ્મત ન કરે, એની મ્હને પૂર્ણ ખાત્રી છે. એના ઉપરની શંકા અસ્થાને છે. તો પછી એ ગયો ક્યાં!"

પુનઃ એક વાર ગુણુવન્ને કવરમાં બરાબર નિહાળ્યું. આ વેળા તેને કવરના છેક નીચેના ભાગમાંથી પૈસા જેવડો એક ગોળ કાગળ મળી આવ્યો. તે કોઇ વ્યક્તિના શિરોભાગનો ફોટો હતો. થોડી વાર તેને જોયા પછી ગુણુવંતે તેને બીજી બાજુ ઉથલાવ્યો પાછલી કોરી બાજુએ ઝીણા અક્ષરે જે નામ લખેલું દવેએ વાંચ્યું, તે ખરેખર દવેને ચોંકાવવાને બસ હતું. એની પાછલી બાજુએ "લાલનો એકકો! એક વીર લુટારૂ!" એમ લખેલું હતું.

પત્ર ઉપાડી જનાર પુરૂષ વ્યક્તિ તે લાલનો એકકો. પોતેજ હોઇ, દવેને પોતાની વીરતાનું ભાન કરાવવા તેણે પોતાનો આ ન્હાનકડો લોકેટ–ફોટો કવરમાં મૂક્યો હતો.

બાર બાર વર્ષ થયાં હાથમાં ન આવતા, અને ગઇ કાલેજ છટકી ગયેલ શિકાર લાલના એક્કાનું નામ દવેની મુખમુદ્રાના ભાવ

પલટાવવા બસ હતું. ફોટો પાછો કવરમાં મૂકી, તે પોતાની ચોળીના અજવામાં મૂક્યું. ઘડીયાળમાં આઠના ટકોરા પડયા. ઝાંઝર ઝમકાવતી ગુણવન્તી લાંબો ઘુમટ તાણી ધારેલે સ્થળે જવા બ્હાર નીકળી ગઈ.

હવેના જવા પછી પેલી પત્ર લઇ જનાર પુરૂષ વ્યક્તિ ઉર્ફે લાલનો એકકો ત્યાં આવ્યો. તેણે એક વાર હવેની મુર્ખાઈ ઉપર અટ્ટહાસ્ય કર્યું. બીજીજ પળે હવેના ટેબલ નીચેનું કોઇ ગુપ્ત દ્વાર ઉઘાડી તે અદ્રશ્ય થઇ ગઈ.

પોતાના ઘરમાંની તમામ ચર્ચા જોવા બદમાસોએ સુરંગ ખોદેલી છે, એ વાતથી ગુણવન્ત આજ બાર બાર વર્ષો થયાં સર્વથા અજ્ઞાન હતો. અને એજ સુરંગને લઇને લાલનો એકકો હવેની આંટીમાં આવી શકતો ન હતો. કારણ પ્રતિદિન તે ગુણવન્તના તમામ વિચારો સાંભળી જતો હતો.

---

# પ્રકરણઃ—૫ મું.

## "ભેદી મદદગાર !"

---

છઠ્ઠી તણા જે લેખ તે છેકયાં નહી છેકાય છે,
વાકયો વિધાતાના કદી છેદ્યાં નહી છેદાય છે;
કર્મો પ્રમાણે શુભ અશુભ નિર્માણ બાવી થાય છે,
ત્યાં દૈવના દરબારમાં બિનપક્ષપાતી ન્યાય છે.





વૃદ્ધ મહંતના ઝુંપડામાં એક અપરિચિત સ્ત્રી વ્યક્તિ તથા એક પુરૂષ વ્યક્તિ અત્યારે બેઠાં હતા. પુરૂષ વ્યકિતનું નામ ગોવિન્દ અને સ્ત્રી-વ્યક્તિનું નામ મુદ્રિકા હતું. મહંત તેની સાથે વાર્તાલાપ કરી રહ્યા હતાં. બે માંહેની એક વ્યક્તિ અત્યારે પોતાનો ઇતિહાસ કહી રહી હતી. " કાકા ! સાંભળો ! "

( હરિગીત. )

વર્ષો વિત્યાં છે તેર આજે, આ બનેલી વાતને,
પરદેશ હું જ્યારે ગયો, મુકી પ્રિયા, મા, બાપને.
નારી સગર્ભા, મમ હતી તે વખ્ત નામે સુંદરી,
ને એક સાચો દાસ ! મ્હારો ખાસ ! નામે નરહરી;

વર્ષો વિત્યાં જ્યાં બાર ત્યાં હું નગ્રમાં આવ્યો ફરી,
માતા પિતા ને પત્નીની પ્રેમી-ત્રિપૂટી સાંભરી.
પણ જ્યાં પધાર્યો ઘેર ત્યાં આશ્ચર્ય અવલોક્યું મહા !
નહિ ઘર ! બળેલાં લાકડાં ! શો કોપ કુદરતનો અહા !
માતા પિતા પત્ની અને પ્રેમાળ સેવક ના મળે,
બહુ બહુ ચલાવી શોધ પણ પ્રારબ્ધ હીનતું શું વળે !

વળી એ બાર વર્ષ પરની વાત પૂરી યાદ પણ કોને ? અને હોય તો પણ મ્હારા જેવાને કે'વા કોણ તસ્દી લે !

પાગલ બની ભટક્યો પછી એ, સ્નેહીઓની શોધમાં
નિશ્ચય કર્યો! જીવન હવે! ચૂકાવવું જળધોધમાં.
વીત્યું વરસ પણ ભાળ એકેની નહિ! લાગી જરા,
અફસોસ! પુનર્મિલનતણી તવ આશ ભાગી સર્વથા.

ગિરિ, ગહ્વરે ને સરવરે, સિન્ધુ સરિતે શોધતો,
જંગલ તણા પશુ પક્ષીને! "વ્હાલી" કહી સંબોધતો.
તાપે કરીને કંઠ સુકાયો નહિ પાણી જડે,
આવ્યો તૃષાતુર-કંઠ તરફડતો તમારે ઝુંપડે.

વાત કહેનાર વ્યકતિ અહીં થોભી. તે પછી મહંતે પેલી સ્ત્રી વ્યક્તિ પ્રતિ જોઇ કહ્યું, "મુદ્રિકા! હવે એ પછી બનેલો બનાવ હું તમને કહું છું."

"કહો કાકા!" મુદ્રિકા બોલી.

તેર વર્ષ પરની છે વાત, જ્યારે તુજ માબાપ હયાત,
વીર-લૂટારુ તોડી જેલ,, નાઠો! પકડાવો મુશ્કેલ.
લેવા એણે જૂનું વેર, વર્તાવ્યો શું કાળો કેર,
લ્હાય લગાડી કીધી લૂટ, કીધું ઘરને ભસ્મિભૂત.

માત તાત તેમાં બે મર્યા, પ્રપંચ શત્રુના સૌ સર્યા,
પણ જે સેવક નરહરી નામ, તેણે ભીડી જબરી હામ.
પુત્રવધૂ જે ઘરમાં સૂતી, ખબર ન જેને આ નહિ હતી,
તેને ઉંચકી નાઠો વીર. વફાદારીમાં મક્કમ ધીર.

વીર-લુટાર શોધી વળ્યો, સુન્દરીનો નહિ પત્તો મળ્યો,
નરહરિ નાર ઉપાડી ગયો, પુત્રી પેંઠે પાળી રહ્યો.
હતી સગર્ભા સુન્દરી સતી, પ્રસૂતી-પીડા તેને થતી.
કાન્તિવાન શું ? કન્યા એક, પામી હર્ષ તણો નહિ લેખ.
થઇ ખટમાસ તણી એ સુતા, દુખ પાછાં ત્યાં આગળ હતાં.

મુદ્રિકા ! મહંતના વેશમાં એ સુન્દરીને લઇ આ ઝુંપડામાં રે'નાર એજ આ અંધ વફાદાર નરહરિ."

"એમ ? વારુ ત્યારે ! પછી એ સુન્દરી ઉપર શું દુઃખ આવ્યું ?"

"તેજ કહું છું. પરન્તુ તે પહેલાં તું જાણી લેજે કે અમારા આ દુઃખમાં અમારો પરમ મદદગાર, તથા મને ન્હાસી જવા રસ્તો કરી આપનાર, સાચો સલાહકાર ડિટેક્ટીવ હવે ઉર્ફે યુવાન વીર ગુણવંત હતો."

"તો શું લૂટારુ એના હાથમાંયે ન આવ્યો ?"

"ના."

એક દિવસ શું બન્યો બનાવ ? હૈયામાં જેનો છે ઘાવ,
સુખે બાળા સતી હતી, રૂમાલ ગુંથે સુન્દરી સતી.
હતો રેશમી શ્વેત રૂમાલ, ચિત્ર-ગુંથણી એકકો-લાલ,
બતાવવા દોડી જ્યાં મ્હને, આવ્યો દુષ્ટ ધસી તે ક્ષણે.
રૂમાલ સુન્દરી-કરથી સર્યો, તે તો મ્હારી દ્રષ્ટે પડ્યો,
દુષ્ટ સુન્દરીને લઇ ગયો, હું પુત્રીને સાચવી રહ્યો.

મહા પરિશ્રમે ગોરીના શરીર ઉપર મ્હેં કપડું ઓઢાડી દીધું. દુષ્ટની નજર એ બાળા ઉપર ન પડી. છ માસની એ માતા પિતા હીન બાળાથી મન વાળી હૈવટે હું રહીને રહ્યો. જ્યારે ગુણવંત આવ્યો,

ત્યારે મ્હેં તેને સુન્દરીના હરણની વાત કહી. તેણે મ્હને એ બાળાને સાચવી રાખવાનું કહી સુન્દરીની શોધાર્થે જવા જણાવ્યું. તેજ દિવસથી મ્હેં જીવના જોખમે પેલા રૂમાલ અને એ બાળાનું આજ લગી જતન કર્યું."

"અને પછી એ બાળા ક્યાં ગઇ?" મુદ્રિકાએ સવાલ કર્યો.

"તે હું ત્હને પછી કહીશ. જા...સમય થઇ ગયો છે. સોંપેલું કામ જલ્દી કરી આવ."

વાત અધૂરી રહી. જિજ્ઞાસુ મુદ્રિકા મહંતને આગ્રહ ન કરી શકી. એકજ શબ્દની સાથે તે મહંતનું સોંપેલું કાર્ય કરવા જવા ઉભી થઇ. જતાં જતાં તેણે પૂછ્યું,

"ભલે! કાકા! એ વાત નહિ કહો પણ એટલું તો કહો કે એ છોકરી તમારા હાથમાંથી કેમ ગઇ? ને ક્યારે ગઇ?"

"બાર વર્ષની થયા પછી મ્હેં પણ મ્હારા અંધાપાએ એને ગુમાવી. સુન્દરીને હરી જનાર બદમાશ વીર-લુટારૂ લાલનો એકકોજ મ્હારી સાથે દગો રમી એને લઇ ગયો."

"અફસોસ! વારૂ, લાલના એકકાએ આપને કેમ જીવવા દીધા?"

"કારણ હું વૃદ્ધ હોવાથી કશું કરી શકું એમ ન હતું. તેમાં વળી હવે તો અંધ! એટલે શું પૂછવું? અને ધારો કે કદાચ હું એની સામે કાલે ઉઠીને માથુ ઉંચકું, તોય મ્હારૂં શું ચાલે?"

મુદ્રિકાની શંકા ભાંગી. તે પછી તે વૃદ્ધની આજ્ઞાનુસાર પેલી સ્ત્રી-વેશની પોટલી તથા પત્ર હવેને ત્યાં પ્હોંચાડી આવી, એ આપણે વાંચી ગયા. કલાક થયો, વળી પાછું મહંતનું દ્વાર ઠોકાયું. ગોવિન્દે ઉઘાડ્યું.

"કેમ કામ કરી આવી ?" મહંતે સવાલ કર્યો.

"હા !" આવનાર મુદ્રિકાએ કહ્યું.

"તો જો હવે બરાબર સાત વાગે અહીંથી નીકળી આ વસ્તુ એને એજ જગ્યાએ જઈ પહોંચતી કર. સાથે કે'જે કે ગૌરી જાતે મળવા આવવાની વાત ખોટીજ હતી. એ તો તમે અહીં આવો એટલા પૂરતુંજ તમારી હૃદયવલ્લભાનું નામ લખ્યું હતુ."

"કાકા આ બધું શું બોલો છો ! વળી એ ગૌરી કોણ !"

"એ બધું હું તને પછીથી કહીશ."

"અને પેલી અધૂરી વાત ?"

"એ પણ હમણા નહિ."

"ત્યારે ક્યારે ?"

"તું "છૂપી મદદગાર" ની ભૂમિકા સફળ રીતે ભજવી બતાવી એજ ગૌરીને અને સુન્દરીને છોડાવી આણે ત્યારે."

"કબૂલ ! કાકા ! કબૂલ !"

તે પછી મુદ્રિકા વૃદ્ધ મહંતની આપેલ વસ્તુ લઈ ચાલતી થઈ.

—»»—(०)—««—

## પ્રકરણઃ—૬ ઠું.

### "રેશમી રૂમાલ."

---

ગાયન.

જોબન ઝોલા ખાય......
વસન્તે જોબન ઝોલાં ખાય...

પ્રેમી પ્રિયતમ...નાર નવોઢા...
રતિ-રસમાં ભિંજાય...વસન્તે.

કોયલ ટહુકે...આમ્ર તરુએ...
કિલ કિલ પક્ષી ગાય...વસન્તે.

પુષ્પ પ્રફુલ્લે પચરંગી બહુ...
પરિમલ મઘ મઘ થાય...વસન્તે.

ફૂલના ગજરા...ફૂલની શય્યા...
શિતળતા ન જરાય...વસન્તે.

વ્હાલમ્ આવો! વ્હેલાં વ્હેલાં,
વસન્ત વીતી જાય...વસન્તે.

મદન પીડે મુઓ! પતિહીન પ્રમદાને...
લ્હાય! ખમાય! ન હાય...વસન્તે.

રુડી ઋતુએ...વિરહીની! વિધવા...
એનાં દિલ દુભાય...વસન્તે.

---




રાંગના વિલાસિકાના મકાનમાં ઉપરોક્ત સંતગીધારા વહી રહી હતી. વિલાસિકાની સ્વરૂપવાન દાસી દમયંતી હાથમાં સિતાર લઇ ઉપરનું ગાયન ગાઇ રહી હતી, જ્યારે વેશ્યા વિલાસિકા બારીએ ઉભી ઉભી કોઇની વાટ જોઇ રહી હતી. તેના હાથમાં એક કાગળ હતો, જે તે વારંવાર વાંચી રહી હતી.

"વ્હાલી વિલાસિકા."

આજ સાંજે ત્હારા મકાન આગળ પ્રથમ આવનાર સ્ત્રી વ્યકિતને પ્રપંચથી છેતરી કોઇ ચીજ આપી બુદ્ધિપૂર્વક વિદાય કરજે, અને તેની જગ્યાએ તું ગોઠવાઇ જજે. તે પછી ત્હને કોઇ એક સ્ત્રી આવી, કયાંય લઇ જાય, તો તું ત્યાં જજે, અગર તો કાંઇ આપે તો તે તું લઇ લેજે." લી० "લાલનો એકકો."

થોડી વાર થઇ. વિલાસિકા જેની વાટ જોઇ રહી હતી, એવી એક સ્ત્રી–વ્યકિત વિલાસિકાના મકાન આગળ આવી ઉભી. વેશ્યા વિલાસીકાએ પોતાની ચતુર દાસી દમયંતીને આંખનો અણુસારો કર્યો. પોતે નીચે ઉતરી. નીચેજ દરે ગુણુવન્તીના વેશમાં આવી ઉભો હતો.

"બ્હેન! તમે પેલી દાસીને શોધો છો કે?"

"હા! તમે એ કયાંથી જાણો?" આશ્ચર્ય પામતી ગુણુવંતી બોલી.

"આવો! તે ઉપરજ છે. તમારી કયારની વાટ જોઇ રહી છે."

ચુપચુપ ગુણુવંતી વિલાસિકાની સાથે ઉપર ગઇ. જો કે વેશ્યા વિલાસિકાએ સૌભાગ્યના શૃંગારો ધારણ કર્યા હતાં, છતાં તે બહુ મૂલ્ય ન હતાં. ખરૂં જોતાં તે પહેરવેશમાં ઘણીજ સાદી હતી. એક વેશ્યા છતાં તેના મુખનું નૂર, અને તેની ઝળહળતી જયોતી, તેની પવિત્રતાનો પ્રતાપ બતાવી રહી હતી. વેશ્યાના જેવા હાવ ભાવ તથા વસ્ત્રપરિધાનની ઢબ સાથે બોલો છતાં તેનું દિલ એક દિવ્યાંગનાં સમાન નમ્ર, ઉદાર અને મૃદુ હતું. તેની ઉમર ત્રીસની ઉપરની હોવા છતાં એક અપ્સરા સમાન તેના દેહની કાન્તિ હતી.

"બ્હેન! આપનું નામ?" વિલાસિકાએ પૂછ્યું.

"ગુણુવન્તા."

" વારૂ ! તો ગુણવંતી બ્હેન ! તમે જેને મળવા આવ્યા છો, તેનું નામ જાણો છો ?"

"નામની મ્હને ખબર નથી. તેમજ હું ત્હેને ઓળખતીયે નથી."

ચતુર વેશ્યાને ગુણવંતીના વસ્ત્ર-પરિધાનની ઢબછબ તથા બોલ ઉપરથી એ પામી જતા વાર ન લાગી, કે આ કોઇ સ્ત્રી-વેશધારી પુરૂષ છે. નક્કી એના મેળાપમાં કોઇ ગુપ્ત ભેદ હોવો જોઇએ.

"ત્યારે લ્યો ઘડીવાર બેસો. હું એમને નીચેથી મોકલું."

વિલાસિકા નીચે ગઇ સંતાઇને સાંભળતી દાસી દમયંતીના કાનમાં તેણે ફૂંક મારી. પાઠ પઢાવી રાખેલી દાસી ગુણવંતીના ઓરડામાં પ્રવેશી.

"ઓહ ! તમે આવી પહોંચ્યા ?"

આશ્ચર્ય પામતી ગુણવંતી બોલી, "શું મ્હને મળવા બોલાવનાર "ભેદી મદદગાર" તે તમે ?"

"જી...ના."

"તો પછી વસ્ત્રની પોટલી ને પત્ર પ્હોંચાડનાર દાસી કોણ ?"

"તે અન્ય કામસર ન આવી શકવાથી હું આવી છું."

"તમારૂં નામ ?"

"દમયંતી."

"તમારાં શેઠાણી ગૌરી કેમ જણાતા નથી. ?"

"શેઠાને અમારી યુક્તિની ખબર પડી જતાં, તેણે સખ્ત પ્હેરો મૂકી દીધો છે, એટલે આજ તો લાચાર."

"વારૂં ! એણે શું મોકલાવવાનું લખ્યું હતું, તમે લાવ્યા ?"

"હા લ્યો."

તે એક હીરાજડિત્ર મુદ્રિકા હતી. ગુણવંતી વીંટી જોવામાં રોકાઇ. દમયંતી આજ વખતે નજર ચુકાવી પોબારા ગણી ગઇ. આ દરમ્યાન નીચે શું બન્યું ? તે જોઇએ.

* * * *

ગુણવંતીની જગ્યાએ વેશ્યા વિલાસિકાને છળ કરીને ઉભા રહે પૂરી બે મીનીટ નહિ થઈ હોય, ત્યાં તો મહંતે મોકલેલી મુદ્રિકા ત્યાં આવી લાગી. અંધારામાં વગર જોયે વિલાસિકાનેજ ગુણવન્તી ધારી તેણે તેને પેલો રેશમી-રૂમાલ આપી દીધો.

"લ્યો ! ફક્ત આજ મોકલાવ્યો છે."

"બીજું કંઇ ?" વિલાસીકાએ પ્રશ્ન કર્યો.

"કંઇજ નહિ."

"તમારૂં નામ ?"

"બેદી મદદગાર." મુદ્રિકા બોલી.

"અને તમારૂં ?"

"ગુણવન્તી." વિલાસિકા જુઠું બોલી. તે પછી મુદ્રિકા ચાલતી થઇ. રૂમાલ ગજવામાં મૂકી વિલાસિકા ઉપર ગઇ. ત્યાં દમયંતી ન્હોતી. ગુણવંતી તેને શોધવા ફાંફાં મારી રહી હતી.

"તમે કોને શોધો છો ?" વિલાસિકાએ પૂછયું.

"મ્હને મળવા આવનાર પેલી દમયંતીને."

"તે તો હમણાજ મ્હને નીચે મળી. આ બાજુ ગઇ." વિલાસિકાએ ગુણવન્તીને આડે રસ્તે દોરવા મુદ્રિકા જે રસ્તે ગઇ હતી, તેજ રસ્તો દેખાડયો.

ગુણવન્તીના વેશમાં દત્તે તુર્તજ નીચે ઉતર્યો. દૂરથી તેણે ન્હાસી જતી મુદ્રિકાને જોઇ. તેનેજ વિલાસિકાના કે'વાથી પોતાને ઠગી જનાર દમયંતી ધારી તે તેને પકડવા તેની પૂંઠે પડયો. હોશિયાર ડિટેક્ટીવ એક વેશ્યાને હાથે આબાદ ઠગાયો.

* * * * * * * *

થોડી વાર વિતતાં ત્યાં લાલનો એકકો આવી લાગ્યો.

"વિલાસિકા ! શિકાર સપડાયો ?"

"ના ! દમયંતીની ગફલતે છટકી ગયો."

"ત્યારે શું પેલી સ્ત્રી જે વસ્તુ મેળવવા આવી હતી, તે ત્હારાથી ન મેળવાઇ ?"

"ના...શક પડતાંની સાથેજ તેઓ બંન્ને કોઇ અન્ય સ્થળે વાર્તાલાપ કરવા ચાલ્યા ગયા."

વિલાસિકાએ જીહું બોલી લાલના એકકાને ઉડાડ્યો. તેના ગયા પછી તરતજ દમયંતી નીચેના ખંડમાંથી આવી લાગી.

"બા ! મ્હેં તો એને તમારી વીંટીમાંજ સમજાવી નાંખી."

"વીંટી !" ઉચ્ચારની સાથેજ વિલાસિકાને તે સાંભરી. ઉતાવળમાં ને ઉતાવળમાં તે કેવા ગંભીર ભૂલ કરી બેઠી હતી, તેનું ત્હેને હવે સ્મરણ થયું. વિલાસિકાને એ વીંટી તેના પ્રિયતમ તરફથી મળી હતી, અને તે તેને બહુ વ્હાલથી સંભાળી રાખતી હતી. આજ ઉતાવળમાં અચાનક તેણે તે ગુણવન્તીને આપવા દમયંતીને કાઢી આપી હતી.

'અફસોસ !' ગભરાયલા અને દીલગીર હૃદયે તેણે પાસેની ખુરસીમાં પડતું નાંખ્યું. એટલામાં તેને પેલો રૂમાલ સાંભર્યો. દીવાનો પ્રકાશ વધારી તેણે તે જોયો. તેમાં લાલનો એકકો ઉનના લાલ દોરાથી ગુંથાયલો હતો. છેડે ન્હાનું સરખું નામ ભરેલું હતું.

"સુન્દરી"

રૂમાલ જોતાંજ તે "ઓ પ્રભુ ! હું આ શું જોઉં છું ?" કહી બેશુદ્ધ થઇ ગઇ. દમયંતી તેને શુદ્ધિમાં લાવવા ઉપચારો કરવા લાગી.

(૦)

# પ્રકરણઃ—૭ મું.

## " અફસોસ !"



હું એક છું આ વિશ્વમાં...એવું હીંયે ધરવું નહિ,
મ્હારી બરાબર કોણ છે ! એ વાક્ય ઉચરવું નહિ.
અભિમાનથી અવિચારી પગલું કોઇ દિન ભરવું નહિ,
"હું એક છુ" એ બોલવા સાહસ કદી કરવું નહિ.
પૃથ્વિ વિષે કંઇ કંઇ મણિ, રત્નો પડેલાં છે હજી,
છે શેરને માથે સવાશેરો ન ભૂલો એ કદી.



ભૂલમાં ને ભૂલમાં દગાબાજ દાસી દમયંતીની પૂઠે પડેલો ગુણવન્તીના વેશમાં ગુણવંત ! ઘડીએ અને પળે હાથમાં આવેલ મુદ્રિકાને ફેરવી ફેરવીને જોયા કરતો હતો, મુદ્રિકા પણ પોતાની પાછળ કોઇ દુષ્ટનો ગુપ્તચર્ચા જોનાર માણસ પડયો જાણી સત્વર રસ્તો કાપી રહી હતી. એટલામાં મહંતની પર્ણકૂટી આવી. મુદ્રિકાએ મ્હોટેથી બુમ મારી.

"ગોવિન્દ ! ઓ ગોવિન્દ !"

ગોવિન્દે દ્વાર ખોલ્યાં. મુદ્રિકા અંદર ચાલી ગઇ. પાછળ આવતી ગુણવન્તી દમયંતીને મહંતની પર્ણકૂટીમાં ગયેલી જોઇ આશ્ચર્ય પામ્યો. લુંપડીને દ્વારે કાન માંડી તે માંહે ચાલતી વાતચીત સાંભળવા લાગ્યો.

"કેમ આવી મ્હોંગી !" મહંતે પૂછ્યું.

"હા. !"

"કામ કરી આવી ?"

"સહેલાઇથી. !"

"તે કશું બોલ્યો હતો ?"

"ના."

"પરન્તુ ત્યારે તું આટલી શ્વાસભેર દોડતી કેમ આવી !"

"મ્હારી પાછળ કોઇ બદમાશ પડેલો છે. બોલો હવે મ્હને શી આજ્ઞા છે."

"શત્રુને ત્યાં જઇ નોકરી સ્વિકારી, કેદીનો છૂટકારો કરો." મહંત બોલ્યા.

"અને કદાચ ધાર્યા કરતાં વિપરિત પરિણામ આવે તો ? પકડાયાં તો પછી ?"

"દેહ પાતયામિ ! કિંવા કાર્ય સાધયામિ."

ધરો માથું ઝુકો ભયમાં...મૂકો માયા તણી પરવા.
વિજય અંતે તમારો છે, બનો તૈયાર જો મરવા.
નથી રહેલી ! કદાપી કાર્યસિદ્ધિ ભીરુને સારે,
"થશે શું ?" બાયલા બોલો, બધાં એ કાયરો મારે.

બાકી મર્દ બચ્ચો તો,

મર્દ સચ્ચા કામ કરનેસે કભી ડરતે નહિ,
ચાહે તુટે ચે આસમાં પીછે કદમ ભરતે નહિ.
મર્દ સચ્ચા વોહી ! અપને બોલસે ફીરતે નહિ,
ઠોકર લગાતે ! ઝુકતે ! ધનસે કભી ગીરતે નહિ.
જો જાન ભી અપની કરે કુરબાન સચ્ચાઇકે લીયે,
બસ તો કહું...બસ એક ! વોહી ! વોહી ! સચ્ચા મર્દ હૈ.

જો શિર દે ખુદ...ધર્મ મરતો પ્રેમિયોકે વાસ્તે.
મૃત્યુ પિછે વહ વીર જાતા અમરપુરીકે રાસ્તે."

"જો એમજ છે, તો આપની આજ્ઞાનુસાર સિંહની ગુફામાં જાઉં છું. ક્યાં તો જાન દઉં છું, ક્યાં તો જાન લઉં છું.

હવે રસ્તા રહ્યા છે બે, રહું ! ક્યાં તો થવું રાજી,
અગર ક્યાં હારના દાવો ! અગર ક્યાં જીતની બાજી.
નથી નક્કી ! થશે શું ? ને થવાનું શું લખ્યું ભાલે,
છતાં નક્કી થવાનું છે, નવું જુનું કંઈ કાલે.

આહા ! ધરભેદુ થઈશ. "ખાવું તેનું ગાવું" એ પ્રચલિત નિયમને ઉંધો ફેરવી "ખાઈશ તેનું ખોદીશ." ક્યાં તો શત્રુનું શિષ–છેદન ! ક્યાં તો આત્મ–વિસર્જન ! બસ એજ અચળ નિશ્ચય !"

"સિધાવો ! વિજયી થઈ ! વ્હેલાં આવો !"

પ્રતિજ્ઞાધારી વીરાંગના મુદ્રિકા જેવી બ્હાર નીકળી, તેવીજ તેને દમયંતી ધારી ગુણવંતીએ ઝાલી. ચીસ ન પાડે માટે એક હાથ તેના મોઢા ઉપર સજ્જડ દબાવ્યો. રાત્રિ હોવાથી જો કે અંધારૂં હતું, છતાં પૂર્ણિમાનો ચંદ્રમા શ્વેત ચાંદનીથી દેવી વસુંધરાને દીપાવી રહ્યો હતો. તેના પ્રકાશમાં ગુણવંતીએ મુદ્રિકાનું મુખ જોયું. જોતાંજ તેને ખાત્રી થઈ કે પોતાના હાથમાં આવનાર સ્ત્રી દમયંતી નથી. ગુણવંતીનો હાથ ઢીલો પડયો. ચતુર ને ચાલાક મુદ્રિકા એજ વખતે એક આંચકો મારી છટકી ન્હાસી ગઈ. પણ એ આંચકા સાથેજ ડગમગતી ગુણવંતીના હાથમાંથી પેલી મુદ્રિકા નીચે પડી ગઈ. ન્હાસતી ને પાછુ ફરી જોતી મુદ્રિકાએ એ ચમકારો જોઈ લીધો. પરન્તુ ગુણવન્તીને એ

તૈયાર છે. **સોનેરી જાળ.** (સચિત્ર)



પ્રકાશકઃ-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.

માલીક:-ડૉ. પ્રાણલાલ છગનદાસ બુકસેલર અને પબ્લીશર.

ધ્યાન ન રહ્યું. તેને તો દમયંતી પોતાને બનાવી ન્હાસી ગઈ, એજ બહુ લાગ્યા કર્યું હતું.

મુદ્રિકાની પૂંઠ પકડવી છોડી એ ન્હાસનાર પ્રૌઢ સ્ત્રી (દમયંતી યુવાન હતી.) કોણ હતી? એ મહંત પાસેથી જાણવા ગુણવન્તી ઝુંપડીમાં ગઇ.

થોડીવારે મુદ્રિકા ઝુપડી પાસે પાછી આવી. તેણે પેલી મુદ્રિકા ઉપાડી. જે જોતાંજ તેના મોઢામાંથી એક તીણી ચીસ નીકળી ગઇ. બીજીજ પળે તે બેભાન બની જમીન ઉપર પડી ગઇ.

ચીસનો અવાજ અંદર બેઠેલાં મહંતે તેમજ ગુણવન્તીએ સાંભળ્યો. "ઉભા રહો! હું તપાસ કરી આવું." કહી તે બ્હાર નીકળી. દ્વાર પાસેજ તેણે મુદ્રિકાને પડેલી જોઇ.

વાંચક! દવેના વેશમાં ગુણવન્તીએ મુદ્રિકાને પુનઃ જોઇ, તે પ્હેલાં મહંત સાથે તેણે શી વાત કરી? તે આપણે જાણી લઇએ.

પોતે ગુણવન્તીના વેશમાં દવે આવેલો છે, એમ મહંતને કહ્યા પછી, પોતે શા માટે અને કેવી રીતે ઝુંપડી આગળ આવ્યો, તે તમામ બીના તેણે વૃદ્ધને કહી સંભળાવી.

"તો શું ગુણવન્ત! તું એમ કેવા માગે છે, કે ત્હને પત્ર તથા પોટલી પ્હોંચાડનાર સ્ત્રી વિલાસિકાને મકાને આવીજ ન્હોતી?"

"ના આવી હતી! પરન્તુ તેણે મ્હને રૂમાલ આપ્યો નથી."

"ત્યારે?"

"ફક્ત એક વીંટી."

"આપનારનું નામ ત્હેં પૂછ્યું હતું?"

"હા."

"શું ?"

"દમયંતી."

"હેં ? એ દમયંતી કોણ ? મ્હેં એ નામની કોઇ વ્યક્તિને વીંટી કે અન્ય કંઇ આપવા મોકલીજ નથી." મહંત આશ્ચર્ય મુદ્રાથી બોલ્યા.

"તો પછી તમે રૂમાલ આપવા કોને મોકલી હતી ?"

"ત્હારી ભેદી મદદગાર મુદ્રિકાને, કે જેને દમયંતી ધારી, તું પુંઠ પકડી અહીં સુધી આવ્યો."

"તો એ મુદ્રિકા ! રૂમાલ કોને આપી આવી ?"

"પ્રભુ જાણે ! એ શું ગોટાળો થયો છે ?"

જરાવારમાંજ દવેની બુદ્ધિ આ ગોટાળો સમજી ગઇ. "બરાબર છે." તે બોલ્યો, "થયું એમ કે વેશ્યા વિલાસિકાએ એ રૂમાલ મ્હારી જગ્યાએ રહી હસ્તગત કરેલો છે. તમારી મુદ્રિકા વિલાસિકાને ગુણવંતી ધારી, રૂમાલ આપી આવી છે. અને મ્હને એજ વેશ્યાએ પોતાની કોઇ દમયંતી નામક દાસી વડે નકામી વીંટી અપાવી છેતર્યો છે."

"પરન્તુ એ બધી વાત એ ક્યાંથી જાણે ?"

"થયું એમ છે કે તમારો મોકલેલો પત્ર મ્હારા ઓરડામાંથી થોડીજ વાર પછી કોઈ ઉપાડી ગયું હતું, અને એની મદદથીજ આ વાત જાણી લઇ આ કાવત્રુ રચાયું છે. હા ! હવેજ સમજાયું. લાલના એકકાનો ફોટો પણ કવરમાં હતો. એજ એ પત્ર ઉપાડી ગયો. તેણેજ વિલાસિકાને ચેતાવી, રૂમાલ હાથ કર્યો."

"તો પછી જા ! પકડ એ વેશ્યા તથા ત્હેની દાસીને, અને મેળવ પત્તો."

"અરરર ! પરન્તુ થોભો ! મ્હને કહો કે એ મુદ્રિકા કોણ છે ?"

"એક હિનેરણુ. ભેદી મદદગાર."

"ખુલાસો."

"હવે પછી."

"થોભ." જવા માંડતાં ગુણવન્તી વેશધારી દવેને અટકાવતાં મહંત બોલ્યા, "ત્હને મળેલી મુદ્રિકા ક્યાં છે ?"

ગુણવન્તી તે ન શોધી શકી. "હમણા સુધી તો હતી."

"તો પછી ?"

"હા બરાબર ! બ્હાર મુદ્રિકા સાથે ઝપાઝપીમાં પડી ગયેલી હોવી જોઇએ. હશે ! એની સાથે આપણને કશું કામ નથી."

"ગુણવંત ! તું આ શું બોલે છે ! મુદ્રિકાએ મ્હને આવતાંજ ચોખ્ખુ કહ્યું હતું, કે રૂમાલ, નામ પૂછીનેજ આપ્યો હતો. લેનારે પોતાનું નામ સુદ્ધાં ગુણવન્તી જણાવ્યું હતું, કદાચ તે વ્યક્તિ બધું જાણે, એમ બને, પરન્તુ ત્હારૂંજ ધારણ કરેલું નામ તે ક્યાંથી જાણે ?"

"તે વિલાસિકાએ મ્હને પ્હેલાંથીજ પોતાના મકાનમાં લઇ જતાં પૂછી લીધું હતું."

"નહિ ! નહીં વીંટી પણ ત્હારી પાસે નથી. મ્હને ત્હારી આજની વાત ઉપર વિશ્વાસ બેસતો નથી."

બરાબર આજ વેળા બ્હાર મુદ્રિકાએ ચીસ પાડી, અને ગુણવંતીએ ગોવિંદને ફાનસ લઇ બ્હાર આવવા કહ્યું. જમીન ઉપર મુદ્રિકા પડેલી હતી. ગુણવંતીએ તેને જોઇ. ફાનસનો પ્રકાશ તેના મુખારવિંદ ઉપર પડ્યો. પોતાના હાથમાંથી છટકી ન્હાસી ગયેલી મુદ્રિકાને પુનઃ મહંતની ઝુંપડીના દ્વાર પાસે બેશુદ્ધ સ્થિતિમાં પડેલી જોઇ તેના

આશ્ચર્યનો પાર રહ્યો નહિ! વધુ આશ્ચર્ય તો વળી ગુણવંતીને ત્યારે થયું, કે જ્યારે તેણે મુદ્રિકાના હાથમાં પોતાની ગુમાવેલી વીંટી જોઇ. ગુણવંતીએ તે લેવા હાથ લંબાવ્યો. એજ વેળા મુદ્રિકાની મૂર્છા વળી. ઉઠતાંની સાથેજ તે ગુણવતીને બાઝી પડી.

"ઓ મ્હારી પ્રિયા!" તેના મુખમાંથી આ શબ્દો સરી પડયા. બીજીજ પળે તે પોતાની ભૂલ જોઇ શકી.

"આ શું? મુદ્રિકા બ્હેન! તમે આ શું કરો છો?"

"માફ કરો! હું બેબુદ્ધિમાં કઇ ગાંડું ઘેલુ બકી ગઇ." મુદ્રિકાએ પોતાની ભૂલ સુધારી લીધી

હવે ઉર્ફે ગુણવંતી મુદ્રિકાના હાથમાં વીંટી આવવા, તથા તેના વિચિત્ર વર્તન પર વિચાર કરતી ઉભી હતી. બીજી બાજુ કાનનો કાચો ગોવિંદ હાથમાં ફાનસ લઇ ઉભો હતો. મુદ્રિકા ધુળવાળાં અસ્તવ્યસ્ત કપડાં ખંખેરી, ઠીક કરી, કપાળે કર પ્રહાર કરી, "અફસોસ"નો શ્વાસ લઇ રહી હતી.



# પ્રકરણઃ—૮ મું.

## "મુદ્રિકાનો માલીક."



માલીકની મૃત્યુપુરી આ 'ધર્મશાળા' થાય છે,
માનવ—મુસાફર નિત્ય એ'માં' આવતાં, ને જાય છે.
માલીકના બાળક બધા...માલીક સૌનો શ્રી હરિ!
પચરંગી પ્રાણી-પુષ્પ-કલિકા વિશ્વ ઉપવનમાં ભરી.

"મુદ્રિકા ! એ વીંટી તમારી પાસે ક્યાંથી આવી ?" ગુણવન્તી હવે મુદ્દાની વાત ઉપર આવી.

"આપની પાસેથી છટકવા જતાં આંચકાને લઇને તમારા હાથમાંથી એ પડી ગઇ. મ્હેં તે જોઇ, અને લઇ લીધી."

"તો એ મ્હને પાછી આપી દયો. કારણ એ મ્હારી છે."

"પરન્તુ તમારા કરતાં કોઇ અન્ય એની વધુ માલિકી સાબીત કરી આપે તો !" મુદ્રિકાએ અટપટો પ્રશ્ન કર્યો.

"છતાંએ હું તેને એ ન દઈ શકું."

"કારણ ?"

"એમાં સમાયલા ગુપ્ત ભેદની માહીતી મ્હારે મહંત પાસેથી મેળવવી છે."

"પરંતુ આ વીંટીમાં ભેદજ છે, એમ તમે શા ઉપરથી કહી શકો છો?"

"આપનારે એમ કહ્યું હતું. મ્હારું તો કેવળ અનુમાન માત્ર છે."

"તો એ આપનારનું કે'વું, તથા તમારું અનુમાન બને સર્વથા અસત્ય છે. હું તમને ખાત્રીપૂર્વક કહું છું કે એમાં કશોએ ભેદ નથી. તેમજ મ્હારા સિવાય અન્ય કોઇને એ કશા પણ ઉપયોગની નથી."

"મુદ્રિકા પડાવવા, તમે તો ગમે એમ કહો, પરન્તુ મ્હારે એ સત્યજ માની લેવું, એની શી ખાત્રી ?"

"ખાત્રી મ્હારા શબ્દની. ગુણવન્ત ! મુદ્રિકાના બોલેબોલ ઉપર વિશ્વાસ રાખ. એ ત્હારી શત્રુ નહિ પણ સખી તથા શ્રેયસ્કારીણી છે." એમ મહંત કે જેઓ ક્યારનો પાછળ આવી આ રમુજી વાદવિવાદ સાંભળી રહ્યા હતા, તે બોલ્યા.

મહંતના સંબોધને 'ગુણવંન્તીના વેશમાં આવનાર ગુણવન્ત છે.' એમ મુદ્રિકા સમજી ગઇ. પરન્તુ ડિટેક્ટીવ હવે ફક્ત ગુણવન્તીનું ધ્યાન પેલી મુદ્રિકામાં પરોવાયલું હોવાથી, તથા કાન મહંતના શબ્દો પ્રતિ દોરવાયલા હોવાથી, તેણે કંઇજ ન સાંભળ્યું.

"ગમે તેમ હો ! પરન્તુ મુદ્રિકા બ્હેન ! મ્હને એ ફક્ત આજનાજ દિવસ માટે પાછી આપો. કાલે જરૂર હું આપને તે આ જગ્યાએ આવી પાછી સુપ્રત કરીશ."

"વારૂ ! એને લઇ જઇ તમે શું કરશો ?"

"કર્યા પહેલાં તે કે'વાનો મ્હારો ઇરાદો નથી."

"તો મ્હારો આપવાનોયે નથી."

"તો બળાત્કારથી મેળવીશ."

"શું ! ડિટેક્ટીવ હવે જેવો એક વીર પુરૂષ એક અબળા ઉપર અત્યાચાર કરશે ? શરમ છે. ગુણવન્ત ! અરે ભૂલી. મ્હારાં વ્હાલા ગુણવન્તી બ્હેન ! બોલતાં તો જરા શરમાવ." મુદ્રિકાએ મીઠી મજાક આરંભી.

"શું તમે મ્હને ઓળખો છો ?"

"ઘણીજ સારી રીતે."

"અને હું ?"

"તમે મ્હને નથી ઓળખી શકતા. છતાં પ્રસંગાનુસાર આગળ જતાં જરૂર ઓળખશો."

"જુઓ મુદ્રિકા બ્હેન ! હું સાચેજ કહું છું કે, એ વીંટી મ્હને એક સુન્દરી તરફથી બક્ષીસ મળી છે, એટલે મ્હારે એ સ્મરણચિહ્ન જાળવવું જ જોઇએ."

"આપની માંગણી દીલગીરી સાથે નાકબુલ કરૂં છું. હવી એક ભિક્ષા હું તમારી પાસે માગવા ઇચ્છું છું."

"શું ?"

"કૃપા કરી મ્હને એ તમને વીંટી આપનાર સ્ત્રી સાથે મેળવો."

"શા માટે ?"

"સુન્દરી અને તેની પુત્રીની મુક્તિને માટે !"

"તમે તો ઘણીખરી વાત જાણતા હો એમ લાગે છે ?"

"એટલુંજ નહિં પણ એથીયે વિશેષ. ગુણવન્તી બ્હેન ! મ્હારી સાથે સહીપણાં બાંધો. બહુજ ફાયદો થશે હોં !"

"પણ છેક અણજાણ્યાં સાથે સખીપણાં શાં !" ગુણવન્તીએ અણજાણ્યાનો વિશ્વાસ ન કરવો એમ સૂચવ્યું.

"છેક અંજાણ્યા નથી. મ્હને તો તમે ત્રણ ત્રણ વાર મળ્યા છો."

"કોણ કહે છે ?"

"હું."

"ક્યાં ક્યાં ? ગણાવો જોઉં !"

"સભારો ! પત્ર ને પોટલી પ્હોંચાડવા આવનાર હું. વેશ્યા વિલાસિકાના મકાને ગુણવન્તી બ્હેન ! રૂમાલ આપી જનાર પણ હું..."

"રૂમાલ ? કેવો રૂમાલ ?"

"જો'વો એટલે ! રેશમી-રૂમાલ."

"તદ્દન જુઠું. વિલાસિકાના મકાને મ્હને તમે મળ્યાજ નથી. રૂમાલ પણ નથી આપ્યો."

"તો ?"

"કોઇ દમયંતી નામની સ્ત્રીએ આ મુદ્રિકા આપી હતી."

મેળ મળી રહ્યો, વેશ્યા વિલાસિકાએ ગુણવન્તી તેમજ મુદ્રિકાને ઠગી રૂમાલ મેળવ્યો, એમ બન્ને જાણી ગયા.. તે પછી મુદ્રિકા બોલી.

"ચાલો. એક લેખે એ પણ ઠીકજ થયું."

"શી રીતે?"

"એ રૂમાલ કરતાં આ મુદ્રિકા આપણને હજાર ઘણું કામ આપશે."

"એ'વો એમાં ચમત્કાર છે શું?"

"હા. અને તે જો જોવો હોય તો, ચાલો..."

"ક્યાં?"

"મ્હારી સાથે."

"તમે ક્યાં જવા માંગો છો?"

"એજ વિલાસિકાને ત્યાં. બાંજ બને તો દમયંતીને, નહિ તો આ મુદ્રિકાના માલીકને પકડવાનો છે."

"હું તો તમારી આ વાતોમાં કશું સમજતો નથી."

"બધું સમજાશે! તમે એક વાર મ્હારી સાથે ત્યાં ચાલો, અને હું કહું એમ કરો."

'પણ મ્હને કંઇક તો કહો''

"સાંભળો. આ મુદ્રિકા તમે જેની પાસેથી મેળવી છે, એજ આજથી બાર વર્ષ ઉપર મહંતે ગુમાવેલી આ સુન્દરી છે. બસ એટલુંજ...હવે ચાલો..."

'પણ ત્યારે હમણા તો તમે એની માલીકીનો દાવો કરતા હતા!"

"અને તે પણ ખરૂં હતું."

અજાયબ થતો દવે મુદ્રિકાની અકકલ ઉપર ધન્યવાદના ઉચ્ચારો કાઢવા લાગ્યો. મુદ્રિકાએ તેને વિલાસિકાના મકાને જઇ "શું કરવું!" તે કંઇક બતાવી દીધો. થોડી વારે મહંતના ઝુંપડા આગળથી એક દક્ષીણી યુવક તથા એક સ્ત્રી પસાર થઇ ગયાં. તેજ દવે તથા મુદ્રિકા હતાં.



# પ્રકરણ:–૯ મું.

## "વેશ્યા કે વ્હાલી ?"

લુચ્ચાને લુચ્ચા મળે ! સારાને શુભ સંગ !
તેને તેવું સાંપડે...જેને જેવો રંગ.



"પધારો. પધારો. શેઠજી ! આપનું નામ ?" દમયંતીએ સન્માનપૂર્વક શેઠને બેસાડયા.

"ગણેશરાવ."

"રહેવાશી ?"

"મહારાષ્ટ્ર ! વ્યાપારાર્થે અહીં આવ્યો છું. સંગીતનો શોખીન હોવાથી, અને તમારું નામ આ નગ્રમાં આગળ પડતું સાંભળવાથી એ ઘડી દિલ વ્હેલાવવા પધાર્યા છીએ." દક્ષિણી વેશધારી હવે બોલ્યા.

"ભલે પધારો. ઘર આપનુંજ છે."

સીડી નીચે સંતાયેલી મુદ્રિકા નીચેના ખંડમાં હોવા છતાં ઉપર ચાલતી આ તમામ વાત સ્પષ્ટ સાંભળી રહી હતી.

"તમારાં બાઇ ક્યાં છે ?"

"આ આવ્યા, લ્યો."

ત્રિલાસિકા ત્યાં આવી. નગીન લાલને જોતાંજ પ્રથમ તો તે જરા ખંચાઇ, પરન્તુ પાછળથી વેશ્યાના નિયમાનુસાર પાનદાનીમાંથી એક પાન લઇ ગણેશરાવને આપતાં તે બોલી, "નામદારની શી ઇચ્છા છે ?"

"એ એક સુન્દર સંગીત સાંભળવાની."

"ખુશીથી. દમયંતી સિતાર લાવ."

દમયતી સિતાર લાવી. તેની નાજુક આંગળીઓ સિતારના તાર ઉપર થેઇથેઇકાર કરવા લાગી. થોડી વારે કોકિલ કંઠ ખુલ્યો.

ગઝલ.

તમે માનો નહિ માનો, પરન્તુ ભાગ્ય મ્હોટું છે.
ભરોસો એ ઉપર રાખો...વિના એ સર્વ ખોટું છે.
રડાવે એ! હસાવે એ! બનાવે રંકને રાજા,
ચઢાવી ઉન્નતિ-ટોચે...રમાડે રંગ એ ઝાઝા...તમે.
ભટકતો! ભૂપને પળ માત્રમાં ભાવિ બનાવે છે,
તજાવી મ્હેલ! ઝુંપડીમાં છુપો વાસો વસાવે છે.
નિરાશીતને દઇ આશા! હમેશા ટળવળાવે છે,
કંઇ આશાભર્યાં હૈયાં...પલકમાં ભાગી ભાળે છે...તમે
અજબ છે દેવની ખૂબી...અજાયબ ભાગ્યની આંટી,
ઉકેલે અટપટી ગુંચ કો! ન એની આપણામાંથી.
અજબ છે રંગ દુનિયાના! અજબ છે ઢંગ ભાવિના,
કથે છે "પુષ્પ" અવનિમાં અજાયબ ભાગ્યદેવી આ.

---

અસ્ખલિત વ્હેતી સગીતધારા અટકી, એટલે તે બોલી.

"કેમ સરકાર! પસંદ પડયુ ?"

"સાધારણ! વિલાસિકા! વેશ્યા હોવા છતાં એક રસિક પુરૂષ આગળ આવું વૈરાગ્યપૂર્ણ ગાયન ગાવાનું શું પ્રયોજન? તમારે તો અમારા જેવા નવયુવાન પાસે શૃંગારિક સંગીત-ઝરાં ઠાલવવાં જોઇએ.

મીઠા નજરના બાણ ને જાદુઇ કટાક્ષો આંખના,
કામે અને પ્રેમે ભરેલાં શબ્દ, ચાળા આપના.
વસ્ત્રો અલંકારો જગાવે જે વિકારી ભાવના,
શૃંગાર–રસ ભરપૂર ગાયન હોય છે વેશ્યા તણા.

ત્હારામાં વેશ્યાનું એકેય લક્ષણ પૂરું માલમ નથી પડતું તેનું શું કારણ ?" ગણેશે વિલાસિકાની પરિક્ષા કરવા માંડી.

"પરદેશી લાલ ! આપની વાત જો કે સાચી છે, છતાં મ્હારે અત્રે આપને જણાવી દેવું જરૂરનું છે કે હું કોઇ સાધારણ વેશ્યા નથી. વેશ્યા હોવા ઉપરાંત નૃતિકા, ગાયિકા તેમજ પ્રતિવ્રતા છું. એકજ પતિવ્રતની ભાવનાને હું આજ વર્ષો થયાં પોષતી આવી છું. અને એજ સતીત્વના પ્રભાવે હજારો વ્યભિચારીઓના જુલમમાંથી પણ શિયળધનને અખંડીત જાળવી શકી છું. એજ પવિત્રતાના પ્રભાવે તમે વેશધારીના વેશે અત્રે કોઇ ખાસ કારણસર પધારેલા છો, એમ જાણી શકી છું. ભલે ! મ્હારીયે થોડી વાત સાંભળો...

જગત્ કે'છ વેશ્યા મ્હને...ઓળખતું એ નામ,
સોગનપૂર્વક ! તે છતાં પવિત્ર મ્હારાં કામ.
વ્યભિચારી, વિષયી–જીવન, મ્હારે મને હરામ,
પરણેલા એકજ પતિ ! આ ભવમાં ભગવાન.

જગત્ મ્હને જ્યારે પાપિષ્ઠા તરીકે પિછાને છે, ત્યારે હું પોતે મ્હને પુણ્યાત્મા સમજી સંતોષ માનું છું. કારણ પાપ પૂણ્યો દુનિયાને દેખાડવાને માટે નથી.

છે નામ, ધંધો નીચ, જો કે કામ કંઇ નીચાં નથી.
મ્હારા તમારામાં રહેલા જીવ પણ જુદાં નથી.
જગને ખુણે અંધારમાં...કંઇ પાપકર્મો થાય છે,
લાખો કરોડો બાળવિધવાઓ કુપંથે જાય છે.

એથીજ સમાજ અને સંસારમાં ચેપી સડો લાગે છે. જાહેરમાં જાર–કર્મ કરનાર ! તો દુનિયાની આંખો ખોલે છે. જેથી દુનિયા તેમનો સંગ કરતાં બચે ! પણ અંધારામાં ઘરને ખૂણે છૂપાં અનાચારો કરી બાળહત્યા જેવા ભીષણ પાપો વ્હોરનાર, આખા આસપાસના વાતાવરણને ચેપી કરનાર, કેટલાં અધમ !

ધારે તો વેશ્યા છતાં...તજી શકે છે પાપ !
ધારે તો વેશ્યા છતાં પવિત્ર રહે છે આપ.
ધારે તો વેશ્યા છતાં તજી શકે કુકર્મ,
ધારે તો ધારી શકે...પતિવ્રતાનો ધર્મ."

"તો શું એક વેશ્યા સતી રહી શકે છે ? થઇ શકે છે ? સતી હોવાનો દાવો ધરાવી શકે છે ?"

"શા માટે નહિ ? અગ્નિમાં પડયાં છતાં ચંદન–કાષ્ટ પોતાની મ્હેંક એવીને એવીજ રાખી શકે છે. કસ્તુરી પગ નીચે છુંદાયા છતાં પોતાની સુવાસ જાળવી શકે છે. કુંદન ભઠ્ઠીમાં પડયા છતાં શુદ્ધતા ધારી શકે છે.

પારસમણી સ્પર્શે જુઓ તો લોહ કુંદન થાય છે,
(સત્કર્મથી) સત્સંગથી પાપાત્મા પુણ્યાત્મે પલટાય છે.
સુરદાસ ને ચિન્તામણી સમ કૈંક સુન્દરી જાય છે,
કળિયુગમાં મ્હારા સમી વેશ્યા સતી પણ થાય છે.

પૂર્વની ગુણીકાઓ જ્યારે ગાન, તાન અને નાંચમાંજ જીવન સાફલ્ય માનતી હતી. ત્યારે તેઓમાં અત્યારની વેશ્યાઓના જેવા નિન્દ્ય વિષયી, અશ્રયો, યા વિકારી ભાવનાઓ મુદ્દલ ન્હોતા. વારાંગનાઓ. વીરાંગનાઓ અને વરિષ્ઠ સતી થઇ શકે છે: નામ નીચ ધરાવ્યાં છતાં કામ ઉચ્ચ કરી, શિયળધન સંરક્ષી એકપતિવ્રત જાળવી શકે છે."

"આપના એ ઉમદા અને આદર્શ વિચારો, તથા વર્તનને માટે તમને શતશઃ ધન્ય ઘટે છે. પરન્તુ હા! આપના કહ્યા મુજબ હું આ શહેરમાં કોઇ ગૂઢ ઉદ્દેશથી આવ્યો છું. એ આપની વાત સર્વથા અસત્ય છે"

"કદાચ તેમ હશે. વારૂ! હવે આપની શી ઇચ્છા છે?"

"રજા લઇશ."

"ખાલી હાથે?"

"શા માટે? લ્યો" કે'તાંજ ગણેશરાવે પેલી મુદ્રિકા વિલાસિકાની આંગળીએ પ્હેરાવી દીધી.

પોતાની અફલતમાં ગુમાવેલી વીંટી ગણેશરાવ પાસેથી પાછી મળતાં તે ગણેશરાવને ધારી ધારીને જોવા લાગી.

"કેમ? મ્હારી સ્હામે શું જોઇ રહ્યા છો? ચોરીનો તો માલ નથીને?"

"તેમજ છે. આ વીંટી મ્હારી પોતાનીજ છે, ચોરાયલી છે. આપ ક્યાંથી લાવ્યા?"

"વાહરે વાહ ! આવા ગળે પડવાના ધંધા કરો છો કે ? અમારા જેવા પરદેશી વ્યાપારીઓ પાસે તો એ'વી કંઇ કેટલીયે આવે, કે કેટલીયે જાય !"

"તો તમને એ કોણે વેચી ?"

"કોઇએ નહિ."

"તો પછી તમારી પાસે એ કયાંથી આવી ?"

"એક મહિલા-મિત્ર તરફથી ભેટ મળી છે."

"મહિલા-મિત્ર ? તેનું નામ ?"

"નામનું તમારે શું કામ છે ? નજરો નજરજ જુઓ એટલે ખાત્રી થશે." કે'તાંજ દાસી દમયંતી કે જે દાદરમાં ઉભી ઉભી આ પ્રસંગ નિહાળી રહી હતી, તે ત્યાં આવી, બોલી.

"કોણ ? દમયંતી ?"

"હા, તમારી દાસી."

વિલાસિકા તથા ગણેશરાવ બંને તેને જોઇ આશ્ચર્ય ચકિત થઇ ગયા.

"શું જુઓ છો ? ગુણવન્તી બ્હેન ! મ્હેંજ તમને એ મુદ્રિકા આપી હતી." કે'તાંજ દમયંતીએ ગણેશરાવનું પાઘડું ઉથલાવી નાખ્યું. ગણેશરાવ સ્તબ્ધ થઇ ગયો.

"કોણ ? ગણેશ એજ ગુણવન્તી ! યાને એજ ડિટેકટીવ દવે ઉર્ફે ગુણવંત ?" એમ બોલતાંજ વિલાસિકાએ સાડીનો છેડો ખેંચી કાઢયો. ગણેશરાવ-ગુણવન્તીના વેશમાંથી હરે ડિટેકટીવના વેશમાં ખુલ્લો પડયો.

"દમયંતી !"

"ચૂપ રહો ! હું તમારી દાસી નથી. તમે પણ વેશધારી છો."

"શું હું ?"

"હા. હા. તમે."

"દાસી ! તું આજ ગાંડી તો નથી થઇને ?"

"હા ! હા ! હા ! ગાંડા તો આ અમારાં ડિટેકટીવ સાહેબ બિચારાં થઇ રહ્યાં છે. કેમ સાહેબ ! ખરૂંને ?"

દાસી દમયંતીના હસવાએ દવેના ઉકળેલા મગજમાં તેલ રેડયું. પોતાને આવી રીતે એક તુચ્છ વેશ્યાની આગળ ખુલ્લો પાડી, માન ભંગ કરનાર, અને હાથમાં લીધેલી બાજી બગાડી નાખનાર દમયંતીને તેણે ગરદનમાંથી ઝલી. બીજે હાથે પિસ્તોલ કાઢી તેની છાતી આગળ ધરી તે બોલ્યો. "કહી દે ! કે મ્હારો તમામ ભેદ જાણી જનાર વેશધારી તું કોણ ?"

"ભેદી મદદગાર."

પ્રત્યુત્તર મળ્યો. અને તે સાથેજ દવેના હાથ ઢીલા પડયા. દમયંતીએ હસતા હસતા પોશાક ફેરવ્યો.

વાંચક ! એજ આપણી મુદ્રિકા.

હવે દમયંતીના વેશમાં મુદ્રિકા નીકળતાં શરમાયો. મુદ્રિકા બોલી. "દવે ! કામ પાર પડયું છે, કોઇ કામ પ્રસંગે નીચે આવતાં દાસી દમયંતી મ્હારા હાથમાં આવી. જેને બેશુદ્ધ કરી તેનોજ વેશ પ્હેરી જરા રમુજ કરવા હું ઉપર આવી."

"શાબાશ !" દવેએ હર્ષનો પોકાર કર્યો. વિલાસિકા તો આ બધો નાટક જોઇને સ્થંભીજ ગઇ. જ્યાંને ત્યાંજ ચ્હોંટી ગઇ.

"ચાલો વિલાસિકા હવે તમે પણ કૃપા કરી ઝટપટ અમારી માફક તમારા મૂળ સ્વરૂપમાં આવી જાવ, એટલે પત્યું." મુદ્રિકાએ વિલાસિકાને કહ્યું.

"હું ? કોને મ્હને કહો છો ?"

"જી...હા...તમને ! તમને ! બીજા કોઇને નહિ. સમજ્યા ?"

"તમે જાણો છો કે આજ બાર વર્ષ થયાં મ્હને આખું વિલાસપુર વેશ્યા વિલાસિકાના નામે ઓળખે છે ?"

"હા ! ઘણીજ સારી રીતે."

"તો પછી હું કંઇ તમારી માફક વેશધારી નથી. કમળો હોય તે સર્વત્ર પીળુંજ દેખે"

"એમ કે ? મુદ્રિકાએ લટકો કર્યો.

"હા."

"હવે બેસો ! તમારૂં સ્ત્રી-ચરિત્ર મ્હારા જેવી સ્ત્રીને ન ઠગી શકે ! એ તો આવા બાઇસાહેબોનેજ." બાઇસાહેબોની ગણત્રીમાંથી બાદ એવા બાઇસાહેબ મુદ્રિકાએ દવે તરફ આંગળી બતાવી.

> "ચતુરા છોડ ચાલાકી...હવે આ ઢંગ નહિ ચાલે,
> જુઠું બોલે ! છતાં દાવો સતીનો ! એ બહુ સાલે.
> ઠગારી તું ! અમેયે સંગમાં બંને ઠગારાંઓ,
> તુયે છે વેશધારી ને અમે પણ વેશધારીઓ.

સાપને ઘેર પરોણા સાપ ! મ્હેમાન કંઇ કાચી મૂર્તિ નથી. સમજ્યાને ? બારે બંદરની હવા ખાઇ ચૂકેલા છે, ચૌદે કળા ને ચોસઠે વિદ્યામાં ખાં છે"

"એટલે શું તમે ધાંધલ કરવા માગો છો ?"

"કોણે કહ્યું ? અને શા માટે ? એટલી નવરાશ લાવીયે પણ કયાંથી ? જ્યાં અમારે પોતાનાજ ઘરની પંચાત પૂરી પાધરી થવાના

ફાંફાં છે, ત્યાં વળી પારકાની પંચાતમાં પડવાનો વખતજ ક્યાં મળે? એ તો વારૂં! જરા ઠીક છે. બાકી સમય તો બહુ કીમતી છે, Time is money."

"ત્યારે જાવ! મ્હારા મકાનમાંથી એકદમ બહાર નીકળો...... નહિ...તો..."

'શું?"

"પોલીસ પાસે ધક્કા મારી બ્હાર કઢાવવા પડશે."

"પોલીસનો પરવાનો તો ખિસ્સામાં રાખી ફરૂં છું." હવેએ સરકારી ચાંદ બતાવ્યો. 'બક્ષીસ અમને ન બતાવવાની હોય! એ બીજાને. વારૂ! થોડી વાર ઉપર તમે જે એક પતિવ્રતાની વાત કરતા હતા. તે તમારા પતિ કોણ?"

"તે જાણીને તમારે શું કામ છે?"

"હશે ત્યારેજ પૂછતા હોઇશું ને! કંઇ વગર કામના તો બકબક નહિ કરતા હોઇએ. સચું બોલો તો શ્રેય તમારૂંજ થશે."

"અને મ્હારી નજ કેવાની ઇચ્છા હોય તો?"

"તો પણ કે'વું પડશે. ઇચ્છા અનિચ્છાને આ વખતે જોવાની નથી. બાજુએ મૂકવાની છે."

"એક તો પતિનું નામ દેવાયજ નહિ. તેમજ મ્હારે દેવું'યે નથી. એટલે મ્હારી નજ કેવાની પ્રતિજ્ઞા છે."

"ભલે રહી! ચાલો! મ્હને મ્હારી આપેલી આ મુદ્રિકા પાછી આપી દ્યો! એટલે અમે ચાલતા થઇએ."

અહીં વિલાસિકા ગુંચવાઇ. તે બોલી. "આપેલી વસ્તુ પાછી ન મંગાય કે ન લેવાય."

"તો ઘેર આવેલા અતિથિને નારાજે ન કરાય."

"ભલે! તમે વીંટી લઇ જઇ શું કરશો!"

"તમને નહિ! આ બ્હેનને આપીશ." હવેએ મુદ્રિકા પ્રતિ આંગળી કરી.

"કારણ ?"

"વીંટી એમને વેચાતી રાખવી છે."

"બ્હેન! તમે શું કેવળ પ્હેરવાનેજ વેચાતી લ્યો છો!"

"ના રે ના." મુદ્રિકા બોલી.

"તો!"

"મ્હારી છે, અને લઉં છું."

"તમારી ?"

"હા! કેમ ?"

"ખોટી વાત! જુઠું બોલી મળે પડતાં જરા ઇશ્વરનો તો ડર રાખો! દાનત જરી સાફ રાખો! વીંટીની માલિક તો હું છું."

"અને કોઇ બીજો એનો હકદાર હોય તો ?"

"બનેજ નહિ."

"ત્યારે સુન્દરલાલને ના કહું ?"

"સુન્દરલાલ." એ શબ્દે વિલાસિકાના હૃદય ઉપર કોઇ અનેરીજ અસર કરી. તે મુદ્રિકાને ટીકી ટીકીને જોઇ રહી.

"ત...તમે શું બોલ્યા ? ફરી બોલો! જોઉં!"

"સુન્દરલાલ!"

"હા! હા! એજ! તમે એમને ઓળખો છો!"

"બહુજ સારી રીતે."

"એઓ ક્યાં છે ?"

"તમારે એવા પારકા પુરુષની પડપૂછ શા માટે ?"

"મુદ્રિકા બ્હેન ! હદ થઇ. હું મ્હારી હાર કબુલું છું. એ અભાગી સુન્દરી તે આજ." વિલાસિકા મુદ્રિકાને ચરણે પડી. અશ્રુજળે તેના પગ ધોવા લાગી.

"તો શું વેશ્યા વિલાસિકા નામધારી એ સુન્દરી ! આજ બાર બાર વર્ષો થયાં એરીતે એવીજ પવિત્ર છે ?"

"ખરેખર !"

"ખાત્રી શી ?"

"લ્યો આ કટાર ! ને ચીરી જુઓ આ હૃદય." સુન્દરીએ સાડીમાંથી કટાર ખેંચી કાઢી મુદ્રિકાના પગ આગળ મૂકી.

માળા જપે છે હાથ ને હોઠે પતિનું નામ છે,
રગ રગ વિષે વ્યાપી રહ્યા ! આઠે પ્રહર ભગવાન એ.
સૌભાગ્યથી એ સુન્દરીના હૃદયના વિશ્રામ છે,
પ્રતિપળ ઉરે આરાધ્ય એ પતિ–દેવનું પ્રિય ધ્યાન છે."

"શું સાચું હશે !"

"નિઃશંક."

આવે ભરોસો આપને નહિ, તો હૃદય પર ઘા કરો,
ખાત્રી ખુશીથી સુન્દરીના શુદ્ધ–વર્તનની કરો.

એવી કોણ અભાગિની હશે, કે જેના ભાગ્યમાં મુજ સમાન બાર બાર વર્ષોના લાંબા વિરહો લખાયાં હશે !"

"એવી તો અનેક જડશે, અને હશે. પરન્તુ એમ હોવા છતાં પણ ધૈર્યથી પોતાના પતિવ્રતને જાળવી રાખનાર, તમારા જેવાં સતીરત્નો બહુજ થોડાં ! ગણ્યાં ગાંઠયાં ! જવલ્લેજ કહું તોય ચાલે.

ગાવુ, બજાવું, નાચવું, ને નામ વેશ્યા—નાર છે,
જે એક ભવમાં બે ભવો ક્રુકર્મથી કરનાર છે.
લક્ષ્મી-હરણ વ્યાપાર જેના...નયનમાં વિકાર છે,
ફૂળા હૃદયને કોતરી ખાનાર...હા ધિક્કાર છે.
વેશ્યા-વિષ-સરિતા વિષે, વહે વિષય જળ-ધાર,
જુવે, પિવા જે જાય તે...ધગધગતા અંગાર."

"ત્યારે તમને મ્હારા સતીત્વની ખાત્રી નથી થતી ? તો લ્યો હું જાતેજ કરાવુ છું." કહી વિલાસિકાએ મર્મસ્થાન ભેદવા કટાર ઉગામી. મુદ્રિકાએ તે લઇ લીધી.

"ના. સુન્દરી ! હું ત્હને પવિત્ર માનું છુ."

"તો મ્હારી એક ભિક્ષા છે. મ્હને મ્હારા કાન્ત ભેગી કરો. આપનો ઉપકાર જન્મોજન્મ નહિ ભુલું"

"અને તેમજ થશે. સુન્દરી ! પવિત્ર વેશ્યા ! ત્હારી પવિત્રતાથી પરમાત્મા ત્હારી વ્હારે ધાયા છે. ત્હારી એકનિષ્ઠ પતિભક્તિથી પ્રસન્ન થઇ તેમણે આજે લાંબે સમયે ત્હને ત્હારા કાન્તનો મેળાપ કરાવ્યો છે. ઉઠ ! વ્હાલી સુન્દરી ! ખુશી થા ! અને જો ! ત્હારો અભાગી અને વિયોગી ભરથાર ત્હારી સ્હામેજ ઉભેલો છે."

મુદ્રિકાનો સ્ત્રી-વેશ પલકમાં પલટાયો. હવે અને સુન્દરી તે જોતાંજ રહ્યા. આજ સુધી "ભેદી મદદગાર"ની ભૂમિકા ભજવનાર મુદ્રિકા તેજ સુન્દરીનો પરદેશ ગયેલ પતિ સુન્દરલાલ હતો.

વિયોગી, વિરહી અને વિખુટું પ્રેમી દંપતિ-યુગલ અનહદ આનન્દમાં ગરક થઇ ગયું વિલાસિની વામા વ્હાલમના ઉરસરસી ભેટી પડી. ગુણવંતના મુખમાંથી ઉદ્‌ગારો બહાર પડી ગયા, કે આ તે શું ! "વેશ્યા કે વ્હાલી ?"

વેશ્યા વિલાસિકા ! એજ પરદેશ ગયેલ સુન્દરલાલની પત્ની અને ગૌરીની માતા સુન્દરી !

## પ્રકરણ:—૧૦ મું.

### "ઇશ્વરી સોટી."

"દયાનો ખ્યાલ ખોટો છે, દયાહીન દૈત્યની પાસે,
મળે ના સ્હેજ પણુ ટેકો સડેલા વાસની સાથે.
ભુજંગો પાસ અમૃત—અશ સ્વપ્નાતુલ્ય ! ખોટી છે,
હવે તો હાથ જોડું ! શ્રી હરિની ઓથ મ્હોટી છે."

"દુરાત્મા ! ત્હારે ચાહે એટલું કષ્ટ આપ, છતાં આ ગૌરી કદાપી એકની બે થનાર નથી. પોતાના અચિળ ટેકથી ડગનાર નથી, ત્હારી આ અપવિત્ર માગણી કદી કબૂલનાર નથી

ચહે તો જીવતી દાટો, ચહે તો આગમાં બાળો,
ચહે તો આ બદન કોમળ ! હમેશા બંદીની બાળો.
શિવાજી કાજે સહ્યાં સંકટ હતી એ આર્ય અબળાઓ,
કૂવા હૈવાં બને છે વજ્રના...પ્રમદા ન પ્રબળ ઓ.

મારવાડ—કેશરી પ્રતાપી જશવન્તની મહારાણી મહામાયા એક સ્ત્રી હતી. ચાંદબીબી તથા ઝાંસીની રાણી પણ અબળાઓ હતી. છતા એજ અબળાઓએ એકજ વીરહાકે મોગલ અને

બ્રિટીશ સલ્તનત થર થર કંપાવી હતી. જે અબળાની વીરતા આટલી હદ સુધી દેશને શુરાતન પ્રેરી શકે છે, વીર પ્રભુતા જનનીઓ થઈ વસુંધરાને દેદિપ્યમાન કરે છે, તેજ અબળા જ્યારે પલટાઈને પ્રબળા બને છે, ત્યારે પોતાના પ્રકોપથી સારા જગતને, આ રાજ્યને બાળી ભસ્મીભૂત કરવા સમર્થ બને છે, સતીનો શ્રાપ ! યાને સતીત્વધારિણીનો એકજ શબ્દ ! ચૌદ લોકને કંપાવવા માટે બસ છે. પુરાણ અને ઈતિહાસ એના સાક્ષી છે."

"એમ હશે ! ગૌરી ! ધાર કે કદાચ ત્હારૂં તમામ કંહેવું સત્ય હોય ! તોપણ શું ? હવે દિન પર દિન જમાનો ફરતો જાય છે.

સતી ક્યાં છે ? બતાવો એક તો સાચી પતિ-પ્રેમી,
પતિ ક્યાં છે ? બતાવો એક તો સાચો સતી-પ્રેમી.
સુધર્મિ ખાય છે ધક્કા...અધર્મિ જીતતાં બાજી,
નીતિ, ને ન્યાય નાઠા સૌ...બન્યા છે લાંચીયા કાજી.

પાળવાની આયો કપાય છે, ને ભેંસો પળાય છે. ભાઇ સ્હામે ભાઇ ન્યાયાલયમાં જાય છે પ્રીતિ અને પૂણ્ય પૈસા લઇ વેચાય છે.— ખરીદાય છે. અફસોસ !

વ્હાલ, વિવેક, ગયું બધું, વળી ગયો વિશ્વાસ,
નવનિત-નિર્મળ ના રહ્યું...રહી વેરની છાસ.
પ્રીતિ, નીતિ, ભક્તિ, ને શક્તિ રીતિ અલોપ,
કુસંપ-કલેશો ઘરઘરે...સુસંપ તો ઘર કોક.

ગૌરી શું આ બધી વાત સત્ય નથી ? એક પતિવ્રત અને એક પત્નીવ્રત પાળનારા સીતા તથા શ્રી રામચંદ્રજીના સમય અત્રે નથી રહ્યા. બાળવિધવાઓ લાખો દેખાય છે. વાણીયા બ્રાહ્મણની ઉચ્ચ કોમો

પૂર્વજોની પરમ પૂજનીય પ્રાચીન પ્રણાલીઓ ઉપર પૂળો મૂકી પાશ્ચાત્ય કેળવણી બાઇ પુનર્લગ્ન કરી સુધરતી જાય છે. કંકુને દેશતી કન્યાની આજ કોથળીઓ લેવાય છે. બાળલગ્નો બેશુમાર ! તેમજ વૃદ્ધલગ્નો અર્થાત્ મડા સાથે મિંઢળ-બંધ પણ અપાર ! પછી કળિનું જોર ! ને પાપનું પ્રાબલ્ય ! દિન પ્રતિ દિન વધતું જાય તો એમાં શું આશ્ચર્ય ! કોનો દોષ ?

સતીઓ ક્યાંક ઇતિહાસે, રહી છે નામની ઝાંખી,
શૂરા શમશેર બહાદુરો...શરાબી, ઓ રહ્યાં સખી.
અસલ ક્યાં છે ? નકલ નજરે જ્યહાં જોઉં ત્યહાં ભાસે,
દુઃખો આવે સુજન પાસે, દુર્જનથી દૂરે ન્હાસે.

સન્નારી સતીઓ જ્યારે અન્ન, વસ્ત્ર, ને સૌભાગ્યહીન અવસ્થામાં હયાદ ને કંગાલ ભાસે છે, ત્યારે કુલટા, વેશ્યાઓ વિલાસ વૈભવમાં મસ્ત, સદાસૌભાગ્યવતી અને ધનિક કે'વાય તેને જગત્ વંહવાણથી વધાવે છે. સત્યને રસ્તે ચાલનાર ઠોકર ખાય છે, જ્યારે અસત્યને પંથે પળનાર હસતાં દેખાય છે. અર્થાત્ અત્યારે તો સર્વત્ર ! તું કહે ન કહે ! પરંતુ પુણ્યવંતાનો પરાજય અને પાપીઓનોજ જય છે. એજ પંથે પગલાં ભરવામાં ડહાપણ છે. હાલ તો મ્હને શ્રી અને શ્રેય બંને એજ ધ્યેય રાખવાથી મળી શકે એમ છે."

"તો રાખો ! ધણીને સુઝે તે ખરું ! બાકી દુનિયાની આવી વિચિત્ર દલીલો અને દાખલા પ્રમાણે અનુકરણ કરવાની વાત તો કેવળ એક પાપ છૂપાવવાનું બ્હાનું છે. ભલે ને આલમ આખી ઉંધે માર્ગે દોરવાઇ પાપી અને અનર્થકારી કાં ન બને ! દુનિયા સારા દિવાની

થઇ જાઇ અવળું વર્તન કાં ન કરે! તદપિ સજ્જન તો પોતાની સદ્‌-વૃત્તિઓથી નજ ફરે તે નજ ફરે. તમે ડહ્યા રહો એટલેજ બસ

દ્રષ્ટાંત લેવું કોઇનું તો સદ્‌ગુણી લેવું,
દ્રષ્ટાંત દેવું કેઇનું તો જોઇને દેવું.
હસવું ન હસતાં સાથ પણ રોતાં સહે રડવું,
લઢવું ન ન્હાના સાથ પણ સરખા સહે લઢવું.

એક અશક્ત યુવાન બાળા ઉપર અત્યાચાર કરવામાંજ ત્હારી વીરતાની કિંમત અંકાઇ જાય છે. વીરનું ભૂષણ શું?

પ્રથમ અબળાઓનું રક્ષણ કરવું,
ગો-બ્રાહ્મણ પ્રતિપાળ બનવું.
બાળક, સ્ત્રી, અશક્ત અને નિઃશસ્ત્ર પર ઘા ન કરવાં.
રણમાં રૂધિરપિપાસુ ક્રૂરતાની પ્રતિમૂર્તિની,
અને અન્યવેળા દયાળુ અને ક્ષમતાવાનની ભૂમિકા ભજવવી.

તરવાર કે બળ દાખવો! તે શત્રુ સંગાથે,
શૂ વીરતા બતલાવવાની રણ તણી વારે.
મ્હારી કને શું દાખવે? હું તો અભાગી નાર છું,
નિઃશસ્ત્ર, શક્તિહીન, કોમળ અંગ નિરાધાર છું.

વળી શૂર હોય તે તો સ્હામો આવી ઘા કરે. ત્હારી માફક દગો-પ્રપચ, ન્મી વિશ્વાસઘાત ન કરે."

"છતાં પણ દગો-પ્રપંચ રમનાર કળાવાન અને યુદ્ધબાજ ગણાય છે."

"અને એક લેખે તેની ગણત્રી ચોર તથા નામર્દમાં પણ થાય છે. શૂરવીરતા તો સ્હામી છાતી ધર્યામાંજ સ્હમજાય છે બાકી પાછળથી ઘા કરવો એ તો બાયલાનું કામ."

"ધર્મરાજ યુધિષ્ઠિરના " નરો વા કુંજરો વા" ના વાક્યોનુંજ સેવક આ સ્થળે શ-ભુ સાલુ છે."

"મ્હોટાં કરે એટલું બધુંજ કરવું એવું કોણે કહ્યું ? દેવોને ભૂલ અને પાપ કરવાનો અધિકાર છે."

" કારણ ?"

'તેઓને તો લીલા કરી આ સૃષ્ટિ–જીવોને નિત્ય નિત્ય કંઇને કંઇ નવીનનવીન બતાવવાનું છે. એ તો દેવાંશી હતા શ્રીકૃષ્ણ જેવા એની સ્હાયમાં હતા જ્યારે તમો રહ્યાં એક અલ્પ–બુદ્ધિ–શક્તિવાન પામર પ્રાણી ભલા ! મ્હેં આગળ એક વાર નથી કહ્યું, કે દ્રષ્ટાંત લેવું તો કોઇ સદ્‌ગુણનું ! દુર્ગુણનુ નહિ ! એવી દેવાંશી વિભૂતિ–ઓના વચનામૃતો પ્રમાણે વર્તવું. અર્થાત્ મ્હોટાં કહે એમ કરવું. કરે એમ નહિ !"

"હું શિવોહં નો સિદ્ધાંત માનનાર મ્હોટા ન્હાનાનો ભેદ ગણતોજ નથી. સર્વ આત્મા સમાન છે. એટલે સૃષ્ટિના સહુ જીવોને એક સરખો અધિકાર છે"

'મૂર્ખ ! તો વિચાર ! તે, ખુદ ધર્મરાજાને પણ તેમની એ ભૂલ માટે કુદરતી શિક્ષા થઇ હતી. તેમનો સત્યના પ્રભાવે અધ્ધર રહેતો રથ, એક વ્હેંત નચે ઉતર્યો હતો."

"ભલે ! તેમ હો. અંતરની અભિલાષા જે અમૃતનો પ્યાલો ! તે હસ્તગત કરી એક વાર મુખમાં ઢાલવા. પછી ભલે મૃત્યું થાવ !"

"પરન્તુ એ અભિલાષા અમૃતના પ્યાલાની નથી, પરન્તુ મ્હોતના ચાળાની છે. જેને તું અમૃત દેખી તેનું પાન કરવા લોભાય છે, તેને બરાબર જો ! કામાંધ ! વિષયના વાદળાંને હૃદય–ગગનના દૃ–સૂર્યથી દૂર કરી પ્રકાશ પાડ. તેમાં નિહાળ. એમાં તો હળાહળ ઝેર ભરેલું છે."

"ગમે તેમ હો ! હું જે છું. તે છું. અને તેજ સ્થિતિમાં અવશેષ જીવન–કાળની સમાપ્તિ કરવા વિચાર રાખું છું. હવે પલટાવાની જરૂર કે ઇચ્છા મ્હને મુદ્દલ જણાતી નથી. પ્રતિજ્ઞાની પૂર્ણાહૂતિ થવીજ જોઇએ. ગૌરી ! જો સાંભળ ! જ્યારે મ્હારા પિતાશ્રી મરણશય્યા ઉપર હતા, ત્યારે તેમનો નહી જતો જીવ આ સંસારના ક્ષણિક માયા અને વૈર–બંધનમાંથી છૂટો કરવા મ્હેં એક ભયંકર પ્રતિજ્ઞા લીધી હતી. પિતાની આજ્ઞા પાળવી એ પુત્રનો પરમ ધર્મ ગણી મ્હેં તે આજ પર્યંત નિભાવી છે. છેવટ સુધી નિભાવવા વિચાર છે."

"પ્રતિજ્ઞા ! એવી ભીષણ પ્રતિજ્ઞા તે શી ?"

"ત્હારા દાદાનું ખુન ! તેના સાત પેઢીનું નિકંદન ! જીવતાં લગી બ્હારવટીયું ખેડવું."

"પરન્તુ કંઇ કારણ ?"

"એ બહુ ગૂઢ અને કરૂણ છે. કેવળ એટલુંજ યાદ રાખ કે તું, હું, અને પ્રત્યેક પોતપોતાની કરણીનાંજ ફળો ભોગવી રહ્યા છે. મ્હારી અર્ધી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ ગઇ છે. અર્ધીનાં તું એક બાકી હતી. તે ત્હારા વડે પૂર્ણ કરવા ઇચ્છા રાખું છું."

"પરન્તુ પિતા, પ્રપિતાની ભૂલને માટે તેના પુત્ર પુત્રીને વેઠવું પડે, એ ક્યાંનો ન્યાય ?"

"આખી દુનિયાનો. જેમ મ્હારા પિતાની ભૂલથી આવી પ્રતિજ્ઞા કરી હું આ દશા ભોગવી રહ્યો છું, તેવુંજ ત્હારૂં અને તમામનું સમજ."

"તો શું મ્હારો અહીંથી છુટકારો નહિ થશે ?"

"ગુણવન્તને છોડી, ભુલી, મ્હને મ્હાવાનું અંતઃકરણપૂર્વક વચન આપે તો !"

"ફરી એની એજ વાત ? નિષ્ઠુર ! એ તો કદાપી નહિ બને."

"તો પછી મુક્તિની આશા પણ ફોગટ ! આકાશકુસુમવત્ ! ચ્હાહનું સ્થાન વૈર લેશે. પ્રેમમય આંખો, પ્રાણહારક વિષમયતામાં પલટાશે જે કામ સ્નેહ. અને સમજાવટથી નથી બન્યું, તે શક્તિ અને બળાત્કાર કરી બતાવશે."

"તો શું તું જોરજુલમથી મ્હારૂં શિળધન લૂટશે."

"હા ! જો તું સીધી રીતે નહિ સમજે તો !"

"તો શું ઇશ્વર—અર્પિત સૌન્દર્ય અને સ્વરૂપ જેવી દિવ્ય વસ્તુ સુન્દરીઓને સાપ—નીમના જેટલીજ ભયંકર છે ? ઓ પરમાત્મન્ ! જો એમજ હોય તો મ્હારે એ નથી જોઇતુ."

"તો શું તુ કદ્રુપી થવા અને યુવાને બદલે વૃદ્ધાવસ્થા મેળવવા મ્હાય છે ?"

"હા ! જો સ્વરૂપ અને સૌન્દર્ય શિળભંગીજ હોય તો એથી ઉપરોક્ત બે અત્યુત્તમ."

"તો તેમજ થશે ! તને જે જોઇએ છે, તે જરૂર મળી રે'શે. મ્હારા કેદખાનાની કોટડી તને ગમતી અને અણગમતી બંને વસ્તુ અપાવશે. અત્યારે શિયળભંગ ! પાછળથી જીંદગીભર કેદખાનું સેવી કુરૂપ અને વૃધ્ધ—કાય !"

પુષ્પધન્વાના કોમળ કુસુમ-શરોના પ્રહારોથી વિંધાયલો બદમાશ પોતાના હૃદયાવેગને ન રોકી શકવાથી હવે બાળાને ભેટવા દોડ્યો. કોમળ કદળી-વૃક્ષ સમાન થરથર ધ્રુજતી ગૌરી હવે શિયળ રક્ષણનો એક પણ ઉપાય ન જોવાથી ગભરાઇ ગઇ

"ભીમા !" બદમાશે બુમ મારી

તેજ વેળા ભીમાને બદલે એક બીજોજ માણસ તે બદમાશની પાસે આવ્યો.

" આજ્ઞા."

" ભીમો ક્યાં ગયો છે ?"

" એમની તબિયત એકાએક બગડી આવી છે."

" તું કોણ ?"

"હું થોડા દિવસ થયા એમનો મ્હેમાન છું. એમણે મ્હને આપને કહી નોકરી અપાવવાનું વચન આપી રાખ્યો છે, પરન્તુ એમને નવરાશ ન મળતી હોવાથી એ વાત અટકેલી છે. અત્યારે એમનાજ કે'વાથી હું આપને એમની નરમ પ્રકૃતિના સમાચાર કે'વા આવ્યો હતો."

પ્હેલાં તો બદમાશને આ નવીન માણસ ઉપર શંકા આવી. પરંતુ શંકાનું સમાધાન સત્વરજ કરવાના ઉદ્દેશથી તેણે તેને કહ્યું, "ત્હારૂં નામ ?" "દેવપ્રસાદ "

"વારૂં ! દેવપ્રસાદ ! મ્હેં તને નોકરીમાં રાખ્યો. ચાલ હવે આ છોકરીના હાથ પગ સજ્જડ બાંધી લે "

ખંચાતા દીલે દેવપ્રસાદ દોરડું લઇ આગળ વધ્યો પરપુરૂષનો પોતાને સ્પર્શ થશે, અને લજ્જા લુંટાશે, એ વિચારે ગૌરી એકાએક બેહોશ થઇ ગઇ. ડંખતા દીલે સ્વામીનો આ નિર્દય હુકમ શિર ચઢાવવા

આતરજ દેવપ્રસાદે ગૌરીના હાથ પગ ઢીલા બાંધી દીધા.

તે પછી અહમાશની આજ્ઞાનુસાર દેવપ્રસાદે બદ્ધ એવી ગૌરીના વદનકમળ ઉપર પાણી છાંટી તેને શુદ્ધિમાં આણી. પછી તેને ઉભી કરવામાં આવી પોતના હાથનો ચાપખો દેવપ્રસાદના હાથમાં આપતાં તે પાષાણહૃદયી દુષ્ટ બોલ્યા.

"દેવા ! એ જ્યા સુધી મ્હારી ઇચ્છા મુજબ વર્તવા ના પાડી, પોતાના ટેકમાં અકકમ રહે ત્યાં સુધી એને ફટકાવ."

નિર્દય આજ્ઞા થઇ ચૂકી દેવાએ ચાપખો હરખાતે હૈયે હાથમાં લીધો. ગૌરી થર થર કંપી રહી હતી. હૃદય આત્મરક્ષણ અને ગારી પોતે શિયળ રક્ષણનો માર્ગ શોધી રહ્યા હતાં. આખરે વાતને અણી ઉપર આવેલી જોતાંજ ગૌરીએ દેહદાન દઇને, પ્રાણ વિસર્જન કરીને પણ શિયળ ધર્મ સંભાળવા દૃઢ નિશ્ચય કર્યો. કુદરતે એને એના આ કાર્યમા બલ આપ્યો,

ઢીલું હાથનું બંધન તેણે બળ કરી છોડી નાંખ્યું તેણે દેવપ્રસાદના કમરપટામાથી કટાર ખેંચી કાઢી પોતાના હાથમાં લીધી. જ્યાં દેવપ્રસાદે હાથમાં ચાપખો લઇ "તૈયાર" શબ્દ કર્યો. લાંજ તેણે તે પોતાના મર્મસ્થાનમાં ઘોચી દીધી.

"મારના ત્રાસે કદાચ ધૈર્ય ખુટે ! અને પાપ—પંકમાં પગ મૂકી પડું !" એવી ગૌરીને ધાસ્તી હોવાથીજ એણે આ અંતિમ આપઘાતનો ઉપાય અમલમાં મૂકયો. "અફસોસ ! મ્હોત પણ મ્હારે માટે નથી." આ તેના છેલ્લા શબ્દો હતા.

ઇશ્વર કોઇનો જતો નથી, અને ગયો સાંભળ્યોયે નથી. ગૌરીની જીવનદોરી હજુ લાબી હતી. પોતાનાં કમરપટામાથી ગૌરીએ જે

પળે કટાર કાઢી તેજ પળે દેવપ્રસાદ ચેતી ગયો હતો અને તેનેજ લઇને તેણે ગૌરીનો હાથ હૃદયને વીંધે તે પ્હેલાં પકડી લીધો. પરન્તુ જરા મોડું થયું હથ વાંકો થઇ જતાં ખભા આગળ આસરે ૦ા ઇંચ ઉંડો ઘા લાગી ગયો રક્ત-વહન થવાથી ગૌરી બેશુદ્ધ બની પટકાઇ પડી.

"ઠીક કર્યું. દેવા !" બદમાશે ગૌરીને મરતા બચાવી લાધી તે બદલ દેવપ્રસાદને શાબાશી આપી.

"અને તે નહિ કે તમારે માટે ! તમારી વિષય-વાસના સંતોષવા ખાતર !"

"તો ?"

"આ ગુણવંતને પોતાને માટે !

નિરાધાર આ બાલ પર...રૂઠ્યો છે ભગવાન,
દગાબાજ તું દુષ્ટ પર...રૂઠ્યો છે એ રામ.

બાપડા ! બોલવામાંજ શૂરો છે. 'ગાજ્યા મેઘ વરસે ના ! ભસતા કુતરા કરડે ના !

વીર કદી વીરત્વના ફૂંકે ન બણગા લેશ,
નાર કને તલવાર શી ! મુખે ચોપડ મેશ,

અધૂરો ઘડોજ વધારે છલકાય છે

શૂરવીર જો હોય તો ..ભર બાગીચાથી બાથ,
શાનો બહાદુર ? બાયલો...જે ઝૂઝે સ્ત્રી-સાથ.
સાચો રજપૂત—સુત તો ગાજે રણમેદાન,
સ્હામી છાતીએ મરી...મરવાં દઇ દે પ્રાણ.

હાથના કર્યાંજ હૈયે વાગ્યાં ! ત્હારીજ ચાબુક ને ત્હારોજ હવે વાંસો. તું જાતેજ ફસાયો ! જે ત્હેં બનાવ્યો ફાંસો !"

"શું હવે ? દેવપ્રસાદના વેશમાં ?"

"હા ! ઓળખાણ પડે છે !"

"મ્હારા નાથ !" પડી પડી ગૌરી બોલી.

"હા દેવી !" જમીનપર પડેલ રકતથી રંગાયેલ પ્રિયાના અધરોષ્ટ ચૂમતો દવે બોલ્યો.

"શુ દગો ?" લાલનો એક્કો બોલ્યો.

"ના ! દગાનો પ્રતિ દગો."

એમ કે'તાંજ હાથ માંહેની ચાબુકનો માર બદમાશની પીઠ ઉપર અજમાવવો દવેએ શરૂ કર્યો. જમીન ઉપર પડેલી ગૌરી અશક્તિ છતાં માંડ માંડ બળપૂર્વક બોલી..."જો...જો...ઓ વિષયાંધ !

સતીના શાપ લાગે છે ! વિષયી ! એ વાત નહિ ખોટી,
સતી-સ્હાયે સદા તૈયાર છે ! જો ઇશ્વરી સોટી."



# પ્રકરણઃ-૧૧ મું.



## "વારયોષિતા કે વિશુદ્ધચરિતા ?"

ગંદી જગ્યામાં ઉગતી મહુ શાકભાજી ખાય છે,
જનની-જઠર મેલી જગ્યાથી જીવ-જન્મો થાય છે.
મળ મૂત્ર પણ ગૌ-માતના કેવાં પવિત્ર મનાય છે,
ગંદા છતાં ગંગા-જળોના આચમન લેવાય છે.
રચનાર રામાયણ તણા ડાકૂ હતા એ વાલ્મિકી,
સુરદાસને સદ્બોધ-દા ચિન્તામણી વેશ્યા હતી.



“સુન્દરી ! મહંતે મ્હને ઘરની વાત કરી છે. પરન્તુ ત્હને તે વીર–લૂંટારૂ ઝુંપડીમાંથી ઉચકી ગયો, તે પછી ત્હારૂં શું થયુ ? મહંતે મ્હને એટલે સુધી વાત કરી પછી અધૂરી મૂકી હતી.”

“તેમાની થોડી હું તમને કહું !” દવે બોલ્યો. ‘સુન્દરી બ્હેનની છ માસની બાળકી ગૌરીને મહંતે ઉછેરી બાર વર્ષની કરી. અચાનક તેઓ અંધ થયા. અને તેને લઇ તેમણે ગૌરીને મ્હારા સાથે પરણાવી સુખી કરવાનો વિચાર કર્યો એક રાત્રી લગ્નને માટે નક્કી થઇ. પરન્તુ તેજ રાત્રે ગૌરીને લાલનો એકકો મ્હારે વેશે, દગો કરી પરણી ગયો. જેના હજુ પત્તો નથી.”

“તો શું મ્હારી પુત્રી શત્રુના કેદખાનામાં હજુ જીવે છે ?” સુન્દરી અશ્રુભિની આંખે બોલી.

“હા.” પરન્તુ સુન્દરી ! તે પહેલાં હવે તું મ્હને ત્હારા જીવન-ઇતિહાસથી જાણીતો કર ! આવી અધમ સ્થિતિને તુ કેમ પ્રાપ્ત થઇ ?”

“સાંભળો...

### ⟶ હરિગીત. ⟵



આ રેશમી રૂમાલ હું એ વખ્ત હા ! ગુંથતી હતી,
લાડીલી મ્હારી બાળકી ભર ઉંઘમાં સૂતી હતી.

આવ્યો અચાનક ત્યાં અરિ મુજને ઉપાડી લઇ ગયો,
લાવણ્ય મ્હારૂં જોઇ ગાંડોતૂર મ્હારામાં થયો.
આ નગ્રમાં, આ સ્થાનમાં, રે'તી હતી વારાંગના,
સોંપી મ્હને ! સમજાવવા અફસોસ ! એના હાથમાં.

બહૂ બહૂ મનાવી પરણવા, એ પાપીએ મુજને તહીં,
પણ મ્હેં જરાયે ધ્યાન એના બોલ પર દીધું નહીં.
ક્રોધે ભરાયો કારમો ! એ એકદા મ્હારા પરે,
વરતાવીઓ હા ! કે'ર ! તમને વાત એ શું કહું અરે ?

બેભાન થઇ હું મારથી જ્યારે ખુલી આ આંખ બે,
તવ ભોંયરામાં કેદ ! જોઇ બંદીની મુજ જાતને.
દિનરાત રોતી અભાગિની ..એથી બીજું હું શું કરૂં ?
મરવા બહૂ ઇચ્છા થતી, પણ બંદીની શાથી મરૂં ?
વેશ્યા વિનોદા દુષ્ટની રાખેલ આધાણુ હતી,
સગ્ગી ગણીને બ્હેન...એ બહૂ વ્હાલ મમ પર રાખતી.

અને આખરે મ્હારીજ વિનંતીથી એણે "લાલના એકકાને" પૈસાની લાલચે લલચાવી મ્હને રૂ. બે હજારે વેચાતી લીધી. પરન્તુ તે પણ એક ભયંકર શર્તે.

" શી ? "

"વેશ્યા બની મ્હારે અરે ! ગાવું, બજાવું, નાચવું,
પણ એક શર્તે શિયળ સાથે ધર્મ–ભ્રષ્ટ નહિ થવું.
શૃંગાર, બોલી, ચાલ, સઘળું રાખવું વેશ્યા સમું,
એવી ભયંકર શર્તથી બંધાઇ મુકિત પામી હું."

"વારૂં પછી શું થયું ?"

"કુદરત તણો એ કોપ ! યા તો ભાગ્યની લીલા કહો,
વેશ્યા વિનોદાએ ગ્રહ્યો સત્પંથ એ પરલોકનો.
થોડા દિવસ વેઠી બીમારી...પ્રાણ એ ત્યાગી ગઇ,
એની બધી સંપત્તિની સ્વામીની હું રહેજે થઇ.

અને તે પછી...આજ પર્યંત...

વેશ્યા જીવન ગાળ્યું તથાપી...ધર્મ હું ચૂકી નથી,
એકજ પાતવ્રતની પ્રતિજ્ઞા આજ પણ મૂકી નથી.

અને એ મ્હારા જાતિઅનુભવ ઉપરથી હું સમાજને છાતી ઠોકીને કહી શકું છું, કે:—

વેશ્યા છતાં ! ઇચ્છે થવા ! આદર્શનારી થઇ શકે,
જલકમળવત્ સંસારમાં રનેહે સતી થૈ રહી શકે.
નિજ શિયળધન સંરક્ષવા જો ચ્હાય, સંરક્ષઇ શકે,
વેશ્યા છતાં દેવી તરીકે વિશ્વમાં પૂજાઈ શકે.
વ્યવસાય ગાયિકા ઉપર...ગુજરાન નિજ ચલવી શકે,
દ્રષ્ટાંત આખા વિશ્વની વારાંગનાને દઇ શકે.

આજ પર્યંત મ્હેં મ્હારી પુત્રી, મહંત તેમજ આપની તપાસ કરવામાં કશી કચાશ રાખી નથી. પરન્તુ એકકાના અહીં હમેશના આગમનને તથા તેના છૂપા જાસુસોને લઇને, ઘણી વાર પકડાઇ જઇ ભયમાં આવી પડતી. આખરે જ્યારે આપનો પત્તો ન લાગ્યો, ત્યારે હારી. "દૈવને ભરોસે" હાથ મૂકી હું શાંત થઇ બેઠી. તે પછી મ્હેં મ્હારૂ ધ્યાન એક્કાને મ્હારા રૂપ સૌન્દર્યમાં આંજી, તેનીજ

મારફતે તમારી શોધ કરાવવાના નિશ્ચય પ્રતિ ભગાડયું. નાથ ! થોડાજ દિવસ ઉપર તેણે મ્હારા ઉપર વિશ્વાસ રાખી સ્વમુખે એક નૂતન બાળા પોતાનો શીકાર થઇ છે, એ વાત મ્હને જણાવી છે. મ્હારી કઠ ઇચ્છાથી એણે મ્હને તેને બતાવવા હા પાડી છે. બનતા સુધી આજેજ હું એને જોવા જઇશ. બનશે તો તે અભાગી બાળાને બચાવવા ભાગ્યશાલિની થઇશ."

"અને એજ મ્હારી પ્રાણેશ્વરી ! તથા તમારી પુત્રી ગૌરી !"

"શું મ્હારી ગૌરી ?" સુંદરી બોલી પડી.

"હા. હવે તમે ! હું કહું એમ કરો. આજ રાત્રે એ એકકો જ્યારે અહીં આવે, ત્યારે તમારે એને પુષ્કળ મદ્ય પાઇ બેભાન બનાવી, પછી એ બાળાને જોવા આવવાની વાત કાઢવી. અને એ હા પાડે, એટલે વસ્ત્ર બદલવાને બ્હાને શૃંગાર-ખંડમાં આવી મ્હને કેંવું."

"પછી !"

"હું તમારે વેશે એની સાથે જઇ, યુક્તિ પ્રયુક્તિથી આપની પુત્રીને છોડાવી લાવીશ."

સાસુ સસરા, જમાઇની આ ચાલાકી ઉપર ખુશખુશ થઇ ગયા. તે પછી સુન્દરલાલે પોતાની પવિત્ર પત્નીને પૂછયું.

"ત્યારે ! ત્હેં ! મ્હારી અપૌસ મુદ્રિકા આ ગુણવંતને શા માટે આપેલી ?"

"અણજાણ્યામાં ! ઉતાવળમાં ! અને ભૂલમાં ! પાછળથી જ્યારે મ્હેં મ્હારી એ ભૂલ જોઇ, ત્યારે મ્હને બહુ લાગ્યું હતું. રૂમાલની લાલચે મ્હેં વીંટી ગુમાવી હતી."

એટલામાં દ્વાર ઠોકાયું. સુંદરીએ લાલના એક્કાના આગમનનું સૂચન સર્વેને કર્યું સસરો-જમાઇ બંને છુપાઇ ગયા. સુંદરી ઉર્ફે વેશ્યા વિલાસિકાએ તે પછી હસતા હસતા રહામા જઇ દ્વાર ખોલ્યા. લાલના એક્કાના પનોતાં પગલાં થયાં.

આજે વિલાસિકાના હાવ, ભાવ અને નખરાં નિત્ય કરતાં નવીનજ હતાં એક્કાને પોતાના રૂપ-નિધિમાં અંધ બનાવવા તેણે નયન શરોના તીવ્ર કટાક્ષ-પ્રહારો એક પછી એક છોડવા માંડયા. સુરાહીની પ્યાલીઓ વારંવાર ભરાઇ ખાલી થવા લાગી. છેવટે વીર લૂંટારૂ છતાં લાલનો એક્કો પોતાની શકિત તથા શુદ્ધિ ખોઇ મધના ઘેને ઘેરાયો, અને લથડીયા ખાતો ઉભો થયો. ખરેખર!

સતી સરદારબા ! હાર્યો ! રમી જુગાર ! દારૂમાં,
મુકી સુલ્તાનની સાથે શરતમાં બ્હેન ! દારૂમાં.
લખ્યું મુળરાજને નામે...નિશામાં રાજ સામતે !
ગુમાવી સલ્તનત ક્ષત્રિય, મોગલ વીર રજપૂતે.
કપાયાં યાદવો કોટી બની ગુલતાન દારૂમાં,
ગુમાવ્યા પ્રાણ ! પીવામાં હળાહળ તુલ્ય દારૂમાં.

વેશ્યા, મદિરા અને જુગાર એ ત્રિપૂટીમાં સપડાનાર હજારો શૂરવીર, ધીરે, સ્વશિષ ગુમાવ્યાં છે.

લાલનો એક્કો પણ વેશ્યા અને દારૂના તાનમાં ડોલવા લાગ્યો. એટલે ધીરે રહી વિલાસીકાએ પોતાની ધારેલી ઇચ્છા વ્યકત કરી. રંગમાં આવેલા એક્કાએ હા...પાડી, અને "ઉભા રહો! હું વસ્ત્ર બદલી આવી.' કહી વિલાસિકા હર્ષભેર શૃંગારાલયમાં ગઇ.

થોડી વારે ડિટેકટીવ દવે વિલાસિકાને વેશે ત્યાં આવ્યો.

"ચાલો."

આગળ પાછળનો વિચાર કર્યા વિના વિલાસિકાને લઇ લાલનો એકકો પોતાની ભેદી ગુફામાં આવી રહ્યો. અફીણના ઘેનમાં મસ્ત એવો તે મોડી રાત્રી થવાથી જતાંની સાથે ધસધસાટ ઘોરવા પડ્યો. આ બાજુ વિલાસિકા-વેશી ગુણવંતને શોધ કરતાં કરતાં એક એક્કાના સેવકનો પોશાક હાથ લાગ્યો. પોતાની સાથે આણેલો ડિટેકટીવ પોશાક વિલાસિકાના સ્ત્રી-વેશ ઉપર પ્હેલો ધારણ કરી પછી તેની ઉપર તે હાથમાં આવેલો વીર-વેશ ધારણ કર્યો. હવે તે એક એક્કાનો સરદાર ન હોય! એમ દેખાવા લાગ્યો.

વાંચક! વારયોષિતા વિશુદ્ધચરિતા રહી શકે છે, તે માટે વિલાસિકાનું દૃષ્ટાંત નથી પૂરતું!

સ્હવાર પડી. એકકાને વિલાસિકા સાંભરી. પોતાના માણસોને તેની શોધ કરવાનું કહી તે ગૌરીના કેદખાના પ્રતિ વળ્યો. ત્યાં દેવપ્રસાદ નામધારી દવેએ ગૌરીને કેવી રીતે બચાવી, પોતાનો ડિટેકટીવ વેશ પલટી બતાવ્યો, એ બધું આપણે વાંચ્યું. હવે જોઇએ કે દવેના હાથમાં એકકો સપડાયો કે નહિ?"



## પ્રકરણ:-૧૨ મું.

### "સ્ત્રી-વેશ સાર્થક."

અજબ શા જાદુઓ એ'વાં સ્ત્રીઓના રૂપમાં જોયા!
ચૂક્યાં નિજ ધર્મ, નીતિ ને...પલકમાં પ્રાણ પણ ખોયા.






નનન કરતી ગોળી પિસ્તોલમાંથી છૂટી. લાલનો એક્કો ડિટેકટીવ દવેના ચાપખાના મારથી તથા હાથથી ઉગરી ગયો. ચાલાક દવે પણ વખત વિચારી કેમ જાણે પોતે ઘાયલ ન થયો હોય ! એમ ઢોંગ કરી હાવ–ભાવ સાથે પેટે હાથ દઇ જમીન ઉપર ઉંધે મોઢે પડયો. "ઓહ્...આ..."

'ભીમા ! તું ક્યારે આવ્યો ?" એક્કાએ પોતાના ગોળી છોડનાર શૂરવીર સેવક તરફ હર્ષપૂર્વક ફરી સવાલ કર્યો.

"હમણાંજ. આપને એક અગત્યના સમાચાર જણાવવા હું આ તરફ એકાએક આવી રહ્યો હતો."

"તો થોડી વાર ઉપર મ્હેં તને બુમ મારી હતી, ત્યારે તું ક્યાં ગયો હતો ? કે ન આવ્યો ?"

"આપેજ મ્હને પાછળથી વેશ્યા વિલાસીકાને શોધી લાવવા કહ્યું હતુંને ?"

"હા ! બરાબર ! હુંજ ભૂલ્યો."

પાછળથી પોતાને વેશ્યા વિલાસીકા સાંભરતાંજ એક્કાએ ભીમાને તેને શોધી ગૌરીના કેદખાના આગળ લઇ આવવા ફરમાવ્યું હતું. અને પોતે ગૌરીને મનાવવા જતાં ડિટેકટીવ દવેના હાથમાં સપડાયો હતો. પરન્તુ વિલાસીકાને શોધવામાં નિષ્ફળતા પ્રાપ્ત કરનાર ભીમો અણીને વખતેજ આ સ્નાન–સાચાર ( અશુભ ) સ્વામીને જણાવવા આવી લાગ્યો, અને દવે ઉપર પિસ્તોલનો વ્હાર કરી એક્કાને ઉગારી લીધો.

"ભીમા ! કહે તારા અગત્યના સમાચાર શા છે ?"

"આપણી સાથે દગો રમાયો છે, વેશ્યા વિલાસીકા અહીં નથી."

"શું ? નથી ? કાલ રાત્રે તો તે મ્હારી સાથે અહીં આવી હતી !" એકકાની આંખો એટલું બોલતાં રાતી થઇ ગઇ.

"નહિ ! આપ ! ભુલો છે. કદાચ આ વેશધારીનુંજ એ કાવત્રું કેમ ન હોય !" ભીમાએ પાસે પડેલા દવે પ્રતિ આંગળી કરી કહ્યું.

"એમ બનવુ અસંભવ છે. વારૂં ! ત્હેં વિલાસીકાને પોતાને મકાને જઇ તપાસ કરી ?"

"જી...ના."

"તો જો સાંભળ ! આ છોકરી તથા ડિટેકટીવ બંને ઘાયલ કર્યેલા છે. તેમને પાટા બાંધી તુ તેમની યોગ્ય સંભાળ રાખ. હું હમણાંજ વિલાસીકાને મકાને જઇ આવું છું."

"જેવી આજ્ઞા."

ઉભય કેદીઓની સોંપણુ પોતાના શુરવીર અને વિશ્વાસુ સરદાર ભીમાને કરી એકકો નિર્ભયપણે વિલાસીકાને ત્યાં જવા ચાલતો થયો. ભીમો ગૌરીના જખમ ઉપર પાટો બાંધવાના કાર્યમાં રોકાયો. જે દરમ્યાન ચાલાક દવેએ શું કર્યું ? પોતાની તરફ ભીમાની પૂંઠ હતી, એટલે ધીરેથી તે ઉઠયો. પોતાનો ડીટેકટીવનો પોશાક તેણે ઉતારી નાખ્યો. પેલા પ્રથમના યોદ્ધાના પોશાકની ઉપર તે પોશાક પાથરી, તેણે કેમ જાણે હજુ કેદી અને ઘાયલ દવેજ સતેલોજ ન હોય ! એવો દેખાવ કર્યો. હવે તે વેશ્યા વિલાસીકાના મુળ વેશમાં હતો. અભ્યસ્ત અને ચુંથાયલો સ્ત્રી-વેશ ઠીક કરી તેણે પાછળથી આવી પ્રશ્ન કર્યો.

"કેમ શું કરી રહ્યા છે ? ભીમા !" દવેએ વિલાસીકાના વેશમાં ભીમાની બરાબર પાછળ આવી પૂછ્યું."

ભીમો જો કે વિલાસીકાને નામથી ઓળખતો હતો, છતાં તેને વિલાસીકાની સાથે જોઇએ તેવો વધારે પ્રમાણમાં પરિચય હજુ

પડયો ન હતો. મુખમુદ્રાના કે વચના બારીક ફેરફારે તેના હૃદયમાં શંકા ઉદ્દ્ભવી. પાટો બંધાઇ રહ્યો હતો, અને ગૌરી પણ હવે જરા જરા ભાનમાં આવી હતી.

"પધારો ! પધારો ! તમે કયાં ગયાં હતા ? અત્યારે એકાએક કંઇ અહીં આવી ચઢયા ?"

"ત્હારા સરદાર સાહેબની સ્વારી કયાં છે ?"

'હું અને તેઓ તમને શોધી શોધીને થાકી ગયા, છતાં જ્યારે તમારો પત્તો ન લાગ્યો, ત્યારે તેઓ જાતે તમારે મકાને ગયા છે."

"એમ ! ત્યારે તો ભીમા ! તું જલ્દી જઇ તેમને અહીં તેડી લાવ. તેઓ હજુ થોડેજ પહોંચ્યા હશે."

"પરન્તુ આ બંદીઓને સાચવે કોણ ?"

"ત્હારી પિસ્તોલ તું મ્હને આપતો જા ! હું અહીં રોકાઉં છું. એટલામાં તું જલ્દી જા ! અને તેમને અહીં તેડી લાવ. લે ત્હારા એ કાર્ય બદલ આ ઇનામ."

ભોળો ભીમો શેઠની રાખેલી વેશ્યાનો પોતાની ઉપર પ્રેમ ઉતરે, એ આશાથી. અને પાંચ રૂપીયા મળ્યાથી રાજી રાજી થઇ આગળ પાછળનો લાંબો ટુંકો વિચાર કર્યા વિના દોડયો. એટલું તો સત્ય છે કે "જાત તેવી બાત." આખરે મૂર્ખ અને એક શબ્દની બુદ્ધિ તે કેટલી ? ટુંકીજ !

ભીમાના ગયા પછી તુર્તજ વિલાસીકાએ પાછો પોતાનો ડિટેકટીવનો પોશાક પ્હેરી લીધો. ચતુરાઇથી સ્ત્રી વેશ સાર્થક ! કરી ડિટેકટીવ હવે એકકાને તેમજ તેના નોકર ભીમાને બંનેને બનાવી પોતાને માથે લીધેલું કામ, ("ગૌરીને છોડાવવાનું.") પાર પાડી વિલાસીકાને મકાને જવા નિકળ્યો.



## પ્રકરણ:-૧૩ મું.

### "ગિરફતાર."

લાલના એકકાને અર્થાત્ પોતાના શેઠને અર્ધ રસ્તે દોડીને પકડવામાં ફાવેલો ભીમો મહા મહેનતને શ્વાસભેર બોલ્યો, "પા...છા ચાલો ! વિલાસીકા ત્યાં આવી પ્હોંચી છે."

'ક્યાં ?'

"કેદખાનામાં."

"ભીમા ! આ તું શું બોલે છે ! એ ક્યાંથી આવી ?"

"તે મ્હને શું માલમ ?"

"તું ભાનમાં તો બોલે છે ને ?"

"તો શુ આપ મ્હને ઘેનમાં સમજો છો ? અરે ! મ્હેં એને બરાબર જોઇ છે, એટલુંજ નહિ, પરન્તુ તેની સાથે વાત પણ કરી છે."

"અને આપણા કેદીઓ !"

"તે હાલ તેનેજ કબજે સોંપી આવ્યો છું"

"અફસોસ !" એકકાએ કપાળે કર પ્રહાર કર્યો.

"કેમ ? આટલી દીલગીરીનું કંઇ કારણ ?"

'ભીમા ! ભીમા ! તું મ્હને શું પૂછે છે ? અણી ઉપર આવેલી બાજી ત્હારા હાથે બગડી ગઈ.

મ્હોટી હા ! મૂર્ખાઇ કરી...ખોયો જયનો દાવ,
વામાના વિશ્વાસ પર વીરા ! ખત્તા ખાવ
છે બળ, પણ બુદ્ધિ નથી, નથી ચતુરાઇ–અંશ.
સત્ય કહ્યું ! સૈકા વીતે ! કાગ બને ના હંસ.

ભીમા! તું આટલા વર્ષ મ્હારી સાથે રહ્યો, છતાં ત્હારામાં અક્કલનો અંશ સરખોયે ન આવ્યો ત્હને ભોળવી જવામાં આખરે દુશ્મન ફાવ્યો.

જીતાયો સર થયો કિલ્લો! ગુમાવ્યો રહેજને માટે,
ફસાયો, કેશરી છટક્યો! રહ્યો ક્યાં નાર–વિશ્વાસે?
ગુમાવ્યાં દાવ આવેલા, બગાડી જીતની બાજી,
તરી સિન્ધુ અખિલ! આખર ડુબ્યો ખાબોચીએ પાણી!

અફસોસ! હું તો ત્હને મ્હારા જેવોજ યુકિતબાજ જાણતો હતો, પરન્તુ આજેજ મ્હારી એ ભૂલ મ્હેં જોઇ છે. ત્હારામાં બળ છે, પરન્તુ તેના છઠ્ઠા ભાગે બુદ્ધિ કે કળ નથી."

"પણ થયું છે શું? તે તો કંઇ સમજાવશો?"

"શું સમજાવું! બોલ! આવનાર વ્યકિત વેશ્યા વિલાસીકાજ હતી, એની તું શું ખાત્રી આપી શકે છે?"

"મ્હારે ભાગે એ...એજ હતી." ખંચાતા દીલે ભીમાએ જવાબ વાળ્યો.

"એમ ન બોલ! પુરતી ખાત્રી વિના એક અબળાના વચન ઉપર વિશ્વાસ રાખી તું મહામહેનતે સપડાયલા બે ભયંકર શિકારોને છોડી આવ્યો. સાથે સાથે મ્હોતને પણ આમંત્રી લાવ્યો."

"પણ પ્હેલાં ત્યાં તો ચાલો. નજરે જોયા પ્હેલાં ગમે તેટલું બોલવું નકામું છે."

"ભીમા! હજુ ત્હને! ત્હારા આ માલિકની જબાન અને કલ્પના ઉપર અવિશ્વાસ હોય તો ચાલ. અને નજરોનજર જો! કે શિકાર સહીસલામત નથી."

બન્ને કેદખાના આગળ આવ્યા. કેદખાનાના દ્વાર ખુલ્લા પડેલા હતા. ત્યાં વિલાસિકા, ગૌરી, કે દવે કોઇજ ન્હોતું. ભીમાના મોંઢાનું નૂર ઉતરી ગયું. તેને શૂરાતન પ્રેરવા એકકો બોલ્યો.

"કેમ ભીમા ! જોયું ? મ્હારા શબ્દોના સત્યપણાની ખાત્રી થઇ ?"

"હા થઇ ! ઠોકર જબરી ખાધી."

"ફિકર નહિ ! ઠોકર ખાધી તો હવે ફરી યાદ રાખજે. આવેલી નામોશી ત્હારી સમશેરથી ધોઇ નાખજે."

"પ્રભુ ! ફરમાવો ! ભીમાને લાયકનું કામ ફરમાવો ! અને પછી જુઓ કે ભીમો પોતાની આ ભયંકર ભુલનો બદલો કેવો વાળી આપે છે."

"એમ તો શું વફાદાર ભીમો છટકેલા શિકારને પાછા પંઝામાં સપડાવવા ફાવશે ?"

"બેશક !

સમશેર આ સોગન લઇ ખુલ્લી કરૂં છું મ્યાનથી,
મોંઘી વફાદારી ગણી છે, ને ગણું છું જાનથી.
લઉં છું પ્રતિજ્ઞા માર્ગ મ્હારે માટ છે મયદાનનો,
સોદો કરો છું હું દવેના જાન સાથે જાનનો.
ક્યાં એ નહિ ? ક્યાં હુ નહિ ! બસ એકનું આવી બન્યું,
અવલોકશો ! નક્કી તમે ! આજે થયેલું અવનવું.

ક્યાં તો આજે આપણો શત્રુ આ દુનિયા ઉપર નહિ, ક્યાં તો આ સ્વામીભક્ત ભીમાના તન બદનમાં ચેતન નહિ. બેમાંનું એક તો અવશ્ય ?

અવિચળ જે મેરૂ ! ચળે ! પલ્ટે રવિ ને સોમ,
અવની આકાશે જઇ, ગગન પધારે ભોમ.
સતી લૂંટાવે શિયળને......વેશ્યાઓ પૂજાય,
મંદીર ને મસ્જીદમાં અનાચાર ઉભરાય.

કુલટાઓના ઘર વિષે હરિ-કથા વંચાય,
વર્ણ, ધર્મથી ભ્રષ્ટ થઇ...નાસ્તિક દુનિયા થાય.
પલ્ટે દેવો દાનવે! દાનવ દેવો થાય,
(પણ)વદ્યું વચન ભીમા તણું! મરતાં ફોક ન થાય."

"શાબાશ! શાબાશ! શાબાશ!"

ભીમાના વીરતા ભર્યાં શબ્દોએ નિરાશ એકકાના હૃદયમાં નવું જોમ ઉત્પન્ન કર્યું. હજુ એક છેલ્લો દાવ રમવા તે પ્રેરાયો. ભીમાને લઇ પુનઃ એક વાર તે વેશ્યા વિલાસીકાને મકાને જઇ પહોંચ્યો.

ડિટેક્ટીવ દવે! ગૌરીને લઇને આ પ્હેલાં વિલાસિકાને મકાને આવી પહોંચ્યો હતો. પિતા-માતા અને પુત્રી ત્રણે મળ્યાં, રડયાં, અને એક બીજાને ભેટયાં. અન્યોઅન્ય વિતક-વાર્તાઓ કહી. તે પછી પ્રત્યેકને શું શું કરવું? તે દવેએ આગળથી સમજાવી દીધું. દવેની યુક્તિ અનુસાર સુન્દરલાલ પોતાનું સોંપેલું કાર્ય કરવા બ્હાર ચાલ્યો ગયો. દવે પોતાનું અધુરૂં કાર્ય પૂરૂં કરે, તે પ્હેલાં તો ગુપચુપ આવતા ભીમા અને લાલના એકકાએ તેમને પકડી લીધા. બંનેના હાથમાં ભરેલી પિસ્તોલો હતી દવે તેમજ ગૌરીને પોતાને ત્યાં લઇ જઇ કેદ કરવાની આજ્ઞા એકકા વડે ભીમાને અપાઇ. એક વાર ઠોકરાયલો ભીમો હવે સાવધાનીપૂર્વક ભરેલી પિસ્તોલ હાથમાં લઇ પ્રતિજ્ઞા પળાવાથી હરખાતો હરખાતો બને ગુમાવેલા કેદીઓને પાછા મેળવી તેજ કેદખાના તરફ ચાલતો થયો.

જ્યારે આ બાજુ વિલાસિકા પણ કાવત્રામાં સામેલ છે, એમ શંકા પડતાં એકકાએ તેને ઝાલી.

સુન્દરલાલ સિવાય પુનઃ આ પ્રેમી-ત્રિપૂટી ગિરફતાર થઇ.

---

# પ્રકરણ:-૧૪ મું.

## " સુંદરીનું સ્ત્રી-ચરિત્ર. "



ત્રિયા અપાવે ! તેજને...ત્રિયા કરે તારાજ,
માધવની મહિલા થકી...ગયું કરણનું રાજ.

* * * * *

રે ! સ્નેહ ને સૌન્દર્ય એ તો સ્વર્ગના બે પગથીઆં,
એની અગાડી શૌર્ય ને સંપત્તિ બંને વશ થયાં.
પણ એહ પણ જ્યારે બહુ નિજ હદ ઉલંઘી જાય છે,
ત્યારે પછી ભર્તૃહરી ને પિંગળા સમ થાય છે.
"પ્રમદાની બુદ્ધિ પાનીએ"...કે'વત અતિ પ્રચલિત છે,
સ્ત્રી-ચરિતથી ! ત્રિલોકમાં...ત્યમ તારૂણીની જીત છે.





સ્તોલની નેમ વિલાસિકાના કપોલ ભાગ તરફ તાંકી જીવ ઉપર આવેલો લાલનો એકકો એક ભયંકર ત્રાડ મારી બોલ્યો, 'સુન્દરી ? શું આખરે તું'યે કાવત્રામાં ભળી ? ત્હારા ઉપર મ્હેં જે વિશ્વાસ મુકયો, તેનો બદલો ત્હેં બહુ સારી રીતે આપવા ધારી આ'વા પગલાં ભર્યાં. કેમ ? જલ્દી કહે વિલાસિકાના વેશે આવી ગૌરી તેમજ ગુણવંતને ભોડાવી જનાર કોણ ? તું જ કે કોઇ બીજી ?"

"ધીરા પડો ! અને પ્રથમ મ્હારી વાત સાંભળો. અવિચારી પુરૂષજ એકદમ જોયા વિના સાહસિક પગલું ભરી પાડે છે. ગૌરી અને ડિટેક્ટીવ દવેને છોડાવનાર હું નથી."

"તો શું ભીમાએ ત્હને ત્યાં જોયેલી એ વાત ખોટી?"

"ના. સાંભળો ! કાલ રાત્રે હું તમારી સાથે આવવાને માટે વસ્ત્ર પરિધાન કરવા મ્હારા શૃંગારખંડમાં ગઇ હતી, ત્યારે ત્યાં એકાએક દવેએ આવી મ્હને કંઇક સુંઘાડી બેભાન બનાવી દીધી. તે પછી શું થયું ? તેની મ્હને ખબર નથી. છતાં હું ધારૂં છું કે તેજ મ્હારા વસ્ત્રો પ્હેરી આપની સાથે આવ્યો હશે."

"જો એમજ હોય તો પછી બીજે દિવસે પ્રભાતે એ પકડાયો. ત્યારે એ ત્હારા—અર્થાત્ વિલાસિકાના પોશાકમાં હોવો જોઇએ, તેને બદલે પોતાના ડિટેક્ટીવના પોશાકમાં કેવી રીતે ?"

"રાત્રે આપને ત્યાંજ એણે સ્ત્રી-વેશ ઉપર એ પોતાનો પોશાક પ્હેર્યો હશે."

"ત્યારે ભીમાએ એને ગોળી મારી, ઘાયલ કર્યો, તે પછી ત્હારા (વિલાસિકાના) વેશે આવી એને છોડાવી જનાર કોણ ?"

"કોઇ નહિ ! દવેએ તમને દેખાડવાજ એ ઢોંગ કર્યો હતો. ભીમાના અસાવધપણાનો લાભ લઇ એણે પડયા પડયા પાછો પોતાનો સ્ત્રી-વેશ (વિલાસિકાનો) કાઢી પાછળથી આવી વિલાસિકાના વેશે ભીમાને ઠગ્યો, ને ગૌરીને ન્હસાડી ગયો."

"તું એ બધું ક્યાંથી જાણે ? તથા દવેને ગૌરી ન્હાસીને ત્હારેજ ત્યાં ક્યાંથી આવ્યા ?"

"હા ! એ પણ સાંભળો ! પ્રથમ જુઓ, આ બે વસ્તુને તમે ઓળખી શકો છો ?" આટલું કહી ચતુર સુન્દરીએ એકકાને પોતાની ચોળીના ગજવામાંથી એક રેશમી રૂમાલ કાઢી બતાવ્યો, અને આંગળીએથી ચમકારા મારતી પેલી "મહંતની મુદ્રિકા."

વાંચક ! ગૌરીની પાસે રહેલી મહંતની મુદ્રિકા તેની માતા પાસે ક્યાંથી આવી ! એ પ્રશ્ન ત્હને અત્રે સહજે ઉદ્‌ભવશે ! બન્યું એવું હતું કે માતા-પુત્રીના પ્રથમ મિલને દવેના કહેવાથી ગૌરીએજ રૂમાલની સાથે એ દ્વિતીય ચમત્કારીક અને ભેદી અંગુઠી માતાને રાખવા આપી દીધી હતી. આમ કરવામાં પણ દવેનો એક હેતુ હતો. અને તે હમણાજ જણાશે.

રૂમાલ તથા વીંટીને પોતાના હાથમાં લઇ થોડી વાર આમ તેમ ફેરવી જોયા પછી એકકાએ કહ્યું, "આ રૂમાલ પરની ગુંથણી તથા ભરેલા શબ્દો બંને મ્હનેજ લાગુ પડે છે. તેમજ આ મુદ્રિકાના ઉપર જડેલું લાલ માણેક ! કે જેનો ઘાટ ભાલના એકકાને બરાબર મળતો આવે છે, એજ પુરવાર કરવા બસ છે. કે એ વીંટી મ્હારી પોતાની છે."

"પરન્તુ ખાત્રી ?"

"એવીજ એક વીંટી મ્હારી આંગળીએ પણ છે, લે...જો..." કહી એકકાએ એજ જાતની બીજી વીંટી પોતાની આંગળીએથી કાઢી સુન્દરીને બતાવી.

ખરેખર બંને વીંટીઓ બરાબર એક સરખી હતી.

"વિશ્વાસિકા ! એ ત્હારી પાસે ક્યાંથી આવી ?"

"પ્હેલાં પિસ્તોલ ઉંચી મુકો, અને પછી સાંભળો. આ બન્ને ચીજનો ભેદ હું જાણતી નથી, તેમ ડિટેકટીવ દવે સાથે પણ મ્હારો પરિચય થોડાજ દિવસ થયાં થયો છે, છતાં મ્હારા પ્રેમમાં અંધ થયેલ દવે હાલ થોડા દિવસ થયા અત્રે ગાયન સાંભળવા આવે છે. એનાં સ્વમુખેથી મ્હે આપનું નામ ઘણું વાર સાંભળ્યુ, અને એ ઉપરથી છૂપી બાતમી મેળવવા મ્હેં નિશ્ચય કર્યો. હું તમને મળેલી છું, એ વાતથી એ અજ્ઞાન હોવાથી આજે તમે કહો છો તે છોકરી (ગૌરી) સાથે એકાએક એ અહીં આવી ચઢયો. મ્હને આજનો દિવસ બંનેને આશ્રય આપવા કહ્યું, અને મ્હેં પણ એ કબુલ્યું. એની સાથે જે છોકરી હતી, તેના વસ્ત્રો લોહીવાળાં હોવાથી હું તેને મ્હારા શૃંગારભુવનમાં લઇ ગઇ ત્યાં એણે વસ્ત્રો બદલ્યા. મ્હેં બારીક તપાસ રાખી હતી. છોકરીએ હું ન જોઉં એમ પોતાની આંગળીએથી આ વીંટી ઉતારી પોતાના આ રૂમાલમાં સાચવીને લપેટી તે રૂમાલ પોતાની ચોળીના ગજવામાં સંભાળથી મૂકયો. પરન્તુ આ બધું મ્હે જોઇ લીધુ મ્હને એ રૂમાલમાં રાખેલી વીંટીમાં કંઇ ભેદ યા ચમત્કૃતિ હોવાનું લાગતાં, મ્હેં સંભાળપૂર્વક એ મેળવવા પ્રતિ લક્ષ દોડાવ્યું. ત્યાં તો દૈવેજ એને ભૂલાવી એ કમરે ઘાયલ થઇ હતી, એના કહેવાથી મ્હેં તેને પલંગ ઉપર સુવડાવી તે જગ્યાએ પાટો બાંધ્યો, અને તેજ વળા આ બે ચીજો તેના ગજવામાંથી તે ન જાણે એમ કાઢી લીધી. પાછળથી જ્યારે એ બને ચીજો ઉપર તમારીજ છાપ જોઇ, ત્યારે મ્હેં એને તમારે કામની ધારી છૂપાવી રાખી. તે પછી તે છોકરીને છોડાવનાર ડિટેકટીવ, પોતે કેવી રીતે તેને છોડાવવામાં ફાવ્યો, તે વાત કરતો હતો, જે મ્હેં સંતાઇને સાંભળી લીધી તમે આવી પ્હોચ્યો ત્યાં સુધી ગમે એમ કરી

એ બેઉને અત્રે રોકી રાખવાના વિચારે, મ્હેં એમને મ્હારે ઘેર આજનો દિવસ આગ્રહપૂર્વક રહી જવા સમજાવ્યા. ત્યાર પછી તમે અણુચિતબ્યા આવી એમને હાથ કરવામાં ફાવ્યા."

"વારૂ! આ મુદ્રિકા એ ગોરી પાસે કયાંથી આવી?" એક્કાએ નિર્ભયપણે પોતાની પિસ્તોલ નીચે મુકતાં પૂછ્યું.

"તેની મ્હને શું ખબર?"

"વિલાસિકા! લાલના એક્કાનું નામ ધર્યા પછી, મ્હેં આ બે વીંટીઓ એકી સાથે કરાવી હતી જેમાંની એક તેજ વેળા મ્હેં કોને આપી હતી? નથી સાંભરતું...એ વાતને બહુ વખત થઇ ગયો. હા...પરન્તુ કોઇને આપી હતી, એ તો ચોક્કસ."

"હશે! પાછી મળી એટલે થયું."

"હા, અને તે પણ ત્હારાં સ્ત્રી ચરિત્રે! સુન્દરી! બોલ. આજની અણમૂલ મદદ કરવા બદલ તું શું ચાહે છે?"

"આપની યાદગીરી તરીકે એજ મુદ્રિકા!

તમ આંગળીએ શોભતી, એ મુદ્રિકા મુજને ગમી,

આપો! મ્હને! એથી સદા રે' યાદગીરી આપની."

"ભલે! ખુશીથી લે! પરન્તુ એટલું યાદ રાખજે, કે એ જ્યાં સુધી ત્હારા હાથમાં રે'શે ત્યાં સુધીજ ત્હારું જીવન છે. જ્યાં એ જશે, ત્યાં ત્હારે પણ જીંદગીથી હાથ ધોવા પડશે. આવી ભયંકર શર્તભરી મુદ્રિકા પ્હેરવી છે? બોલ!"

"હા."

* * *

લાલના એક્કાએ મુદ્રિકા સુન્દરીના હાથમાં પાછી આપી દીધી. પોતે ઘેર જવા પાછો ફર્યો. આનન્દમાં ને આનન્દમાં સુન્દરીની પાસે મુકાયલી પિસ્તોલ તે વિસરી ગયો. રૂમાલ તેના ગજવામાં હતો.

ચપળ ચક્ષુવાળી સુન્દરીએ તે ક્યારનીય ઉપાડી લીધી હતી. જેવી એકકાની પીઠ ફરી, તેવોજ પિસ્તોલનો બ્હાર થયો. એકકાનું ખૂન કરવા સુન્દરીનો ઇરાદો હતો, અને તેને માટેજ તેણે ગોળી છોડી હતી. પરન્તુ એકકાના સુભાગ્યે કહો ! કે સુન્દરીના દુર્ભાગ્યે કહો ! પરન્તુ પિસ્તોલ ખાલી હોવાથી બ્હાર નિષ્ફળ ગયો સુન્દરીના મુખનું નુર ઉતરી ગયું. એકકો પાછો ફર્યો. સુન્દરીના હાથમાં પોતાની ખાલી થઇ ગયેલી પિસ્તોલ જોઇ.

"સુન્દરી ! તું શત્રુ ! હા ! કે'વો ભયંકર વિશ્વાસઘાત !" અંગારા ઝરતી આંખે એકકો બોલ્યો.

જો કે એકકો હવે 'પોતાના જીવનનો જરૂર અંત લાવશે,' એમ સુન્દરીને ખાત્રી થઇ ગઇ હતી, તે છતાં તે ન ડરી. મૃત્યુને મુખ વિકાસી રહામે આવેલું જોતાંજ તે અબળા ટળી પ્રબળા બની. ગજવામાંથી બીજી પિસ્તોલ ખેંચી કાઢી એકકો સુન્દરીને પકડવા ધસ્યો. વદ્યો, "આજ સુન્દરીનું સ્ત્રી ચરિત્ર ! કેમ !"

પરન્તુ સુન્દરી અત્યંત સાવધ હતી. એકકાના હાથમાં ભરેલી પિસ્તોલ છતાં તે જરાય ન બ્હીધી. વિકાળ વીરાંગના સ્વરૂપીણી સુન્દરીએ તેને છેક પાસે આવવા દીધો. પોતાનો છેવટનો ઉપાય તેણે અજમાવ્યો, એકકાના માથા રહામે ખાલી પિસ્તોલ પોતાના પૂર જોરથી તાકીને તેણીએ છૂટી મારી.

પરન્તુ જમાનાનો ખાપેત્ર બ્હાદૂર લૂટારૂ લાલનો એકકો એમ એક સ્ત્રીથી ગાંજ્યો જાય એમ ન હતો. તેનામાં અન્ય ગુણો ભલે તેવા નિન્દ્ય હતા, છતાં અપૂર્વ વીરતા ને ઘાત છટકાવવાની કાર્ય કુશળતા એ બંને તો અદ્વિતીય અને અનુકરણીય સાથે પ્રશંસનીય હતાં.

સુન્દરીના હાથમાંથી પિસ્તોલ છૂટતાંજ તે ચાલાકીથી નીચો નમી ગયો. પિસ્તોલ તેના માથા ઉપરથી પસાર થઇ ગઇ. સ્હામેજ ખંડનું પ્રવેશ દ્વાર હતું. જેના બંને હાથ લોહીની બેડીઓથી બંધાઇ શોભા આપી રહ્યા છે, એવો ભીમો એકાએક આજ વેળા પોતાના શેઠની મદદે આવવા અંદર દાખલ થતો હતો, તેના મુખમાંથી કેવળ એકજ શબ્દ બ્હાર પડયો.

"ન્હાસો...ન્હાસો..."

બીજીજ પળે સુન્દરીની છટકેલી પિસ્તોલ ભીમાના કપાળના બરાબર મધ્ય ભાગમાં વેગપૂર્વક વાગી. બ્રહ્માંડ ફૂટી ગયું. મરણતોલ ભીમો લોહીલોહાણ થઇ જમીન ઉપર પડયો, અને એજ અરસામાં સુન્દરીને ચોટલેથી સાહી લાલનો એકકો પોતાના વફાદાર સેવકની સન્મુખ આવી રહ્યો.

એકકાએ સુન્દરીને ચોટલેથી પકડી હતી. તે ન્હાસી શકે એમ ન્હોતું. "કોણ મ્હારો ભીમો! સુન્દરીની પિસ્તોલથી જખમી!" કહી હતાશ બદમાશ તરફડીયા મારી મરતાં ભીમાની તરફ સજળ નયને જોઇ રહ્યો.

"ભીમા! આ કેમ બન્યું!"

પરન્તુ ભીમો એ બધી બનેલી બીના કહેવા જેટલો કાળ થોભી શકે એમ ન્હોતો. કેવળ તે એટલુંજ બોલ્યો, "દ્દવે...આવે છે... તમે ન્હાસો."

લાલના એકકાએ હવે ન્હાસવા વિચાર્યું. નીચે દ્દવે આવી પ્હોંચ્યો. કમાડ તૂટવાના ભયંકર ધ્વનિ-કડાકા દર્ણે પડવા લાગ્યા.

એક્કાએ ખુની સુન્દરીને પોતાના ખભા ઉપર નાખી, છેવટની વેળાએ તેણે ભીમાના મ્હોં પર નજર નાખી લીધી તેનો જીવ જતો ન હતો. એક્કો ભીમો સાંભળે એમ મ્હોટેથી બોલ્યો, " ભીમા! તું જા! તહારો ખૂની હજુ મ્હારા પંજામાં છે. જીવતો રહીશ, તો વેરની વસુલાત યાને ખૂનનો બદલો લઇશ." ભીમાના પ્રાણ ગયા. શુરવીર એક્કાની આંખમાંથી આખી જીંદગીમાં આ પ્હેલીજ વાર બે આંસુ ટપક્યાં. પોલીસોના માણસો સાથે દવે કમાડ તોડી સીડી ઉપર ચઢી આવ્યો. એટલામાં બદમાશ છતાંયે વીર લુટારૂ સુન્દરીને ખભા પર ઉઠાવી બારી વાટે પલાયન થઇ ગયો. મરેલાં ભીમાને પ્રવેશ દ્વાર પાસે પડેલો 'જોતજ એક્કાને એણે અહીં આવી સતાવી દીધેલો હોવો જોઇએ' એમ દવે ચેતી ગયો. મરતો મરતો એ વફાદાર સ્વામીભક્ત સેવક પોતાની પ્રતિજ્ઞા પાળી બદલો ચુકાવતો ગયો. પરન્તુ 'ભીમાને કોણે માર્યો?' તે હજુ દવે સમજી શક્યો નહિ. ખરૂં પૂછો તો ડિટેક્ટીવ દવે જેટલો એક્કાને પકડવા આતુર હતો, એથી વધુ ગુમાવેલી ગૌરીની માતા સુન્દરીને સારૂ હતો. ગૌરીને સાથે લઇને બદમાશની પૂંઠે પકડી શકાશે નહિ, એમ મનમાં ખચીત જણાયાથી દવેએ ગૌરીને ધીરે ધીરે મહંતની ઝુંપડીએ જવા કહ્યું. ગૌરી ત્યાંથી ચાલતી થઇ, તે પછી દવે સુન્દરી અને બદમાશની શોધમાં આગળ વધ્યો.



# પ્રકરણ:-૧૫ મું.

## “ છેલ્લો દાવ. ”



“ઓહો! વિહારી! આજ કંઈ બહુ દિવસે! આમ હાંફળો ફાંફળો ક્યાં દોડે છે? હેં! બોલ તો ખરો? છે શું? આટલા દિવસ ક્યાં ગયો હતો? દર્શને દુર્લભ!” ડિટેક્ટીવ દવે એકાની પૂંઠ પકડતાં રસ્તે જતાં પોતાના પૂરાણા મિત્ર વિહારીને અચાનક આથડી પડયો.

“ગુણવંત! ગુણવંત! તું મ્હને બચાવ.” એકે શ્વાસે વિહારી બોલ્યો.

“ કોનાથી ?”

“ લાલના એકકાથી.”

“ શું ?”

“ ખરૂં કહું છું. ત્હારી ગૌરીને ખોળવા જતાં હુંય એના પંજામાં સપડાયો. આજ દિન સુધી કેદ રહ્યા પછી એક ભયંકર શરત કરી છુટી આવ્યો છું. અફસોસ! પરન્તુ તે પળાશે કે કેમ? તેની શી ખાત્રી?

“ તો શું તું પણ આજ સુધી એકકાનો કેદી હતો?”

“ હા!”

“ મુક્તિની શરત તો જણાવ.”

"મ્હારા મિત્ર હવેને કહી મ્હારે એક્કો પકડાય, તો પણ અમે વે ઉપાયે તેને સજામાંથી મૂક્ત કરાવવો."

"શું ? બ્રહ્માણને મુક્તિ !"

"લાચાર ! પરન્તુ ગુણવત્ત ! તે સાથે તેણે પણ બે અણમુલ વસ્તુ ત્હને સોંપવા કબુલી છે."

"તે શું ?"

"મ્હારૂં...ત્હારા મિત્રનું જીવન ! અર્થાત્ મ્હને મૂક્ત કરવો અને કોઇ આજેજ મેળવેલી સુન્દરી નામક સ્ત્રીને સ્વાધીન કરવી."

"શું સુન્દરી ?"

"હા."

"નહિ તો ?"

"બંનેનું મ્હોત."

"ત્હને શા વિશ્વાસે છોડયો ?"

"મ્હેં ઇશ્વરના સોગન ખાધા છે. ગુણવંતને સમજાવવામાં નિષ્ફળ થાઉં, તો સ્વહસ્તે પાછા જઇ જીવનભર કેદખાનું સેવવા સ્વિકાર્યું છે."

"ના ! ના ! તેમ નહિ બને ! મિત્રને ખાતર ! મારી પ્રિયતમાની માતા સુન્દરીના જીવનને ખાતર ! હું એ એક્કાને તનતોડ પ્રયત્ને મારી અપાવીશ. પરન્તુ એક શર્તે !"

"શી ?"

"તેણે એ પછી લુટફાટનો ધંધો મુકી દઇ, સાધુ-જીવન ગાળવું."

"હું એને કહીશ."

"તો જા ! હા પાડ, અને કહે કે સુન્દરીને લઇ આવી હવેને મહંતની ઝુંપડીમાં મળે."

"તેણે તો લેખિત સહિત સાથે કરારની કબુલાત માંગી છે."

ગજવામાંથી કાગળ તથા ઇંડીપેન કાઢી દવેએ સુન્દરી અને વિહારીની મુક્તિનું સાટું, બદમાશની મુક્તિ સાથે કર્યું. કરારનામાનો કાગળ ગજવામાં નાખી વિહારી અને ગુણવંત ચાલ્યા. થોડે લગી બંનેનો રસ્તો એકજ હતો. તેઓ વાત કરતા જતા હતા. એજ અરસામાં સ્હામેથી મહંતને લઇ સુન્દરલાલ પોલીસો સાથે ત્યાં આવી લાગ્યો. દવેની ત્યાંજ મુલાકાત થઇ.

.. "આ કોણ ?" સુન્દરલાલ દવેને વિહારી બદલ પ્રશ્ન પૂછે તે પ્હેલાંજ વિહારીએ દવેને સુન્દરને માટે પૂછ્યું.

"એજ ત્હારી શર્તમાં મુકાયલી સુન્દરીનું જીવન–સૌભાગ્ય ! સુન્દરલાલ !" દવેએ વિહારીને સુન્દરની ઓળખાણ કરાવી.

"અને એઓ !" સુન્દરે પ્રશ્ન કર્યો.

"મ્હારા જુના ! અને એકઠાના કેદખાનાની આજપર્યંત હવા ખાઇ આવેલા સ્નેહી ! એમનું નામ વિહારી."

આજ વેળા એકદમ ત્યાં એક ગાડી આવી ઉભી રહી. અંદરથી ગૌરી અને સુંદરી હેઠે ઉતર્યા. બધાં મળ્યાં. આ વેળા દવેએ વિહારીની શર્તો ગુપ્ત રાખી.

"સુન્દરી ! તું કેવી રીતે છુટી આવી ?" દવેએ પૂછ્યું.

સુંદરીએ બીમો પોતાની પિસ્તોલથી મર્યો, વગેરે તમામ વાત કહી. "તે પછી બદમાશ મ્હને આડે અવળે રસ્તેથી મહંતને ઝુંપડે લઇ ગયો. આવી ઝુંપડામાં મ્હને પલંગ સાથે બાંધી, દ્વાર બંધ કરી એ કયાંક નાસી ગયો."

"પછી તું શી રીતે છુટી ?"

"તે મ્હને પૂછો." ગૌરી હવે વચ્ચે પૂરાઈ "તમે મ્હને મહતને ઝુંપડે જવાનું કહ્યું હતું. મ્હને આ વાગેલો હોવાથી મ્હેં ગાડી કરી લીધી મહતના ઝુંપડાનું દ્વાર બંધ હતું. અંદરથી કોઇનો રૂદન ધ્વની સંભળાતો હતો. મ્હેં એ ગાડીવાનની મદદથી બારણું ઉઘાડી મ્હારી માતાને બંધનમુક્ત કરી. તે પછી તમને પાછા મળવા અમે બંને ગાડીમાં બેસી મકાને (વિલાસિકાના) આવતા હતા, ત્યાંજ તમે મળ્યા."

"ચાલો. એ પણ ઠીક થયું. બધા સાથે મળ્યા! એટલેજ બસ."

"ત્યારે હવે એક્કાને ક્યાં શોધવો છે?" પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટે દવેને કહ્યું.

"ક્યાંયે નહિ એ અત્રેજ હાજર છે." એમ કે'તાંજ સુન્દરી છલંગ મારી વિહારીના શરીર પર ધસી ગઈ. તેની બનાવટી મૂછ તથા વાળો કાઢી નાખ્યા.

"કોણ? વિહારીના વેશમાં બદમાશ પોતે!"

"નહિ. દવે! હું સાચોજ વિહારી છું. વેશધારી નથી. તુંજ મૂર્ખ કે આટલો વખત સુધી ત્હારી મિત્રતા બાંધી તને ફસાવ્યો છતાં ત્હેં મ્હને ન ઓળખ્યો.'

દવ ઝંખો પડી ગયો. "છેલ્લો દાવ," રમવા આવેલો લાલનો એક્કો આખરે એક અબળાથી પકડાયો.

"સુન્દરી! ત્હેં આ પરથી એને પકડયો?"

"એની આંગળીએ જે વીંટી છે, તેજ મ્હારી આંગળીયે છે. તેની ઉપર મ્હારી નજર ગયાથી."

લાલના એક્કાને સુંદરીને પોતાની વીંટી આપવાની ભૂલ હવે જણાઈ. તે પકડાયો હતો, છતા છુટવા સ્હેજ પણ ફાંફા મારતો ન હતો. જરાય જોર કરતો ન હતો.

"ત્હારૂં બધું બળ ક્યાં ગયું? એક્કા! હવે ન્હાસે ત્યારે ખરો!" દવેએ એક્કાને કરડાકીમાં કહ્યું.

"હવે ન્હાસવાની શી જરૂર ?"

"કારણ ?"

"મ્હારા છૂટકારાનો ભાર જ્યારે ત્હેં માથે લીધો છે ! મ્હારૂં બળ તો ત્હેં અને સારા જગતે અત્યાર સુધી જોયું. પરન્તુ હવે તો મ્હારે ત્હારી બુદ્ધિ, બચાવ કરવાની રીત, અને વચન-પાલકના જોવાનું રહ્યું છે. જો કે હું કંઇ ત્હારાજ બળ કે બોલ ઉપર વિશ્વાસ રાખી સ્વહસ્તે પકડાયો નથી, પરન્તુ બોલવામાં બ્હાદુર હવે વચન પાળવામાં ડરપોક છે, તે શુમાર જોવા શાન્તિ ધારણ કરી રહ્યો છું જ્યારે તું બેવચની, અને નિર્બળતા પુરવાર કરી આપશે, ત્યારે હું મ્હારૂં બળ અને બુદ્ધિ-કૌશલ્ય અજમાવી લઇશ"

"તો શું એક બળવાન લુટારૂએ મ્હને છેતર્યો ! બનાવ્યો ! મૂર્ખ બનાવી મૂર્ખતાનો લાભ લીધો !"

"એમાં શું પૂછવું ! હવે ! હવે એ વિચારો જવા દે. ત્હારી શર્ત મુજબ હું હવે મ્હારૂં અવશેષ જીવન ગૃહસ્થ તરીકે ગાળવા ઇચ્છું છું. જો તું બચાવી લઈ, ત્હારૂ વચન પાળી, મ્હને મ્હારી એ ભાવનામાં ઉત્તેજન બક્ષે, તો તો ઠીક ! નહિ તો પુનઃ બાહુબળ અજમાવી પાછો એજ વ્યવસાય ! એજ મ્હારો અંતિમ નિશ્ચય."

"બચાવીશ. એકકા ! તું બેફિકર રહે ! ગમે તેવો તોય તું એક વીર છે. જો ત્હારે સુધરવુંજ હોય, તો પ્રાણના ભોગે પણ ત્હને મૂક્ત કરાવી વચન પાળીશ. ત્હારી છળ કપટની કરેલી મિત્રતા હું સચ્ચાઇઅર્થે ફેરવી સંભાળીશ. પણ હાલ તો તું જે થાય તે જોયાજ કર"

આલાક એકકો આખરે "છે બુદ્ધિ કોઇના બાપની !" એ કે'તી અનુસાર દવેને બનાવી મૂક્તિનો "છેલ્લો દાવ" રમી ગયો.

# પ્રકરણ:—૧૬ મું.

## " ન્યાય—ફાંસી."

—(૦)—

ભૂખ્યો મરે વનરાજ તદ્દપિ તૃણ તે ખાતો નથી,
ત્યમ વીર ! સાચો જો ! દયા પર જીવવું મ્હાતો નથી.
ધડ થાય શિરથી વેગળું...હા ! ત્યાં સુધી ઝૂકે સહી,
પણ માફીનો ઉચ્ચાર મુખમાં ! એ કદી મૂકે નહી.




ય દરબાર ભરાઇ ચૂકયો હતો. ન્યાયાસને ન્યાયાધિશ વિરાજી રહ્યા હતા ન્યાયાધિશના કે'વાથી એક્કાએ પોતાનો ટુંક, અખિલ જીવન-ઇતિહાસ કે'વો શરૂ કર્યો. તેના કંઠમાં કર્કશતા જરાય ન્હોતી. મોઢા ઉપર એજ વીરોચિત તેજ! પગ સરખા ન્હોતા ધ્રુજતા ! બહાદૂર તો ખરો ! એટલું તો નિ:સંશય !

"આજથી પંદર વર્ષની આ વાત છે, કે જ્યારે મ્હારા પિતા મરવા પડેલા હતા. હું તે વેળા વીસ વર્ષની તરૂણાવસ્થામાં હતો. મ્હારા પિતાએ તે વેળા મ્હને નીચેની વાત કહી હતી. તે વેળા મ્હારૂં નામ રણધીર હતું."

"બેટા ! રણધીર! તું ધનવાનનો પુત્ર છે ત્હને આજે કોડી વિનાનો મુકી જાઉં છું. કારણ ! આપણા ગામના શ્રીમાન શેઠ રત્નકિશોરજ આ તમામ પાયમાલીનું મૂળ છે. મ્હારી તમામ જમીન એમણે વેચાતી રાખી લીધી. જ્યારે હું એમની પાસે એના નાણાં

લેવા ગયો, ત્યારે પ્રભુ જાણે ! કરેલો કરારનો કાગળીયો હિસાબ જોવા માંગી હસ્તગત કર્યો. તે પછી તેણે નાણાં ન આપ્યા. કરારનો કાગળ ગુમાવ્યાથી મારૂં કશું ચાલ્યું નહિ. ત્હારી માતાની મરણક્રીયા પાછળ પણ એક પૈસો સરખો ખર્ચવા ન રહ્યો. આખરે ઘર વેચી તે સૌ કર્યું. આજ આ ઝુંપડીનિવાસી તે એનોજ પ્રતાપ ! હું તો હવે વૃદ્ધ થયો છું. કશું કરી શકું એમ નથી. મરવા પડયો છું. બેટા ! હવે મ્હારૂં એમ કે'વું છે, કે જો તું રજપૂતના બુન્દનો પાકેલો હોય તો એ વાણીયાનું વેર લેજે, અને ઓ ન્યાયાધીશ ! મ્હેં પણ આવેશપુર્વક શુરમાંને શુરમાં એ ભયંકર પ્રતિજ્ઞા તાત સમક્ષ કરી. તેમનો આ દુનિયામાં રહી જતો જીવ મોકળો કર્યો. બીજેજ દિવસે હું શેઠને બંગલે ગયો. મ્હેં તેમને રૂપીઆ ન આપે તો ઘર સળગાવી મુકવાની બ્હીક બતાવી. પરન્તુ લક્ષ્મીમાં અંધ બનેલ શેઠે તે ન ગણકાર્યું. આખરે બે ત્રણ દિવસ પછી મ્હેં મ્હારા જેવા એક ન્હાનપણના કદાવર સોબતીને શોધી કાઢયો. અમે બંનેએ એકાએક રાતના બંગલા ઉપર હલ્લો કરી, શેઠ અને તેમની સ્ત્રીને મારી નાખ્યાં. બંગલો સળગાવી મુકી, ધનમાલ લૂંટી લીધો."

"પછીની વાત મ્હને કે'વા દયો." વૃદ્ધ મહંતે વચમાં કહ્યું.

"કહો."

"હું તે વેળા શેઠને ત્યાં તુર્તનોજ નોકર રહ્યો હતો મ્હારા શેઠનું લૂણ હલાલ કરવા હું તેની પુત્રવધૂ સુન્દરીને લઇ નાઠો. સરકાર તરફથી આ બદમાશને પકડવા ડિટેકટીવ દવેને નીમવામાં આવ્યા તેણે મ્હને જંગલમાં ઝુંપડું બાંધી ગુપ્ત રે'વા ભલામણ કરી. અને હું સુન્દરીને લઇ ત્યાં રહ્યો."

"જો કે મ્હેં લુટ તો કરી," એક્કાએ આમળ ચલાવ્યું, "પણ અંતે હું પકડાયો. મ્હને ત્રણ વર્ષની સખ્ત કેદની શિક્ષા થઇ. પરન્તુ મ્હારો વફાદાર સ્નેહી ભીમો ન્હાસી છુટ્યો હતો તેણે લુટાગની ટોળી જમાવી એકજ વર્ષમાં બહુ બહુ પ્રયત્નો કર્યા પછી હું ભીમાની મદદથી જેલમાંથી નાઠો. કેદીની નિશાની તરીકે મ્હારા જમણા હાથ પર લાલના એક્કાનો ડાંમ હતો, તે નિશાનીથી મ્હને પકડવા પેપરોમાં મ્હોટા મ્હોટા ઇનામો છપાયા. અને અંતે મ્હે પણ ત્યારથી સરકાર સ્હામે ખુલ્લી છાતીએ લાલના એક્કાના પ્રસિદ્ધ નામે બ્હારવટીયું ખેડવું શરૂ કર્યું. મ્હેં તે પછી શેઠની પુત્ર-વધૂ જીવતી છે. એમ સાંભળતાં તેની ભાળ કાઢી. અને મહંતને ઝુંપડેથી તેને ઉઠાવી લાવ્યો.

મહંત વચ્ચેજ બોલી ઉઠયા, "તેજ વેળા, તે એક રેશમી રૂમાલ ગુથી રહી હતી. એ સગર્ભા સુન્દરી એક છ માસની બાળકી તે વેળા મ્હારે ચરણે ધરી ચુકી હતી. પોતાના નિકંદન કાઢનારની યાદગીરી રાખવા તેણે લાલનો એક્કો નામ ચિત્ર સાથે રૂમાલમાં ગુથ્યું હતું. પુત્રી બે વરસની થઇ. મ્હેં એનું નામ ગૌરી પાડયું. આ વેળા યુવાન ડિટેક્ટીવ ગુણવંત વારંવાર મ્હારે ત્યાં આવતો હતો. મ્હેં એને સુન્દરીના ગુમ થવાના સમાચાર કહ્યા હતા. બીજા આઠ વર્ષ પછી એક દિવસ જ્યારે હું જંગલમાં ફળ લેવા ગયો, ત્યારે કોઇના કારી બાણોનો હું ભોગ થઇ ગયો. મ્હેં મ્હારી આંખો ગુમાવી પણ ધારી ભૂલેલો તે શિકારી મ્હને આ ઝુંપડી સુધી મૂકી ગયો. પોતાની યાદગીરી તરીકે એક મુદ્રીકા પણ આપતો ગયો."

"અને એજ ગૌરી પાસે આવેલી મ્હારી મુદ્રિકા ! તમારી આંખો ફોડનાર શિકારી તે હુંજ ! મ્હારી એક સરખી બે વીંટીઓમાંથી

મ્હેંજ એ વેળા એક આપને આપેલી, એ હવે મ્હને બરાબર સાંભર્યું." લાલના એક્કાએ ખુલાસો કર્યો.

"અને મ્હેં એ મુદ્રિકા ગૌરીને ગુણવંત સાથે પરણાવતાં કન્યાદાનમાં આપી" મહંતે કહ્યું

"સાંભળો ! જેલમાંથી છૂટતાંજ મ્હે એક વેશે લાલના એક્કાને નામે, અને બીજે વેશે વિહારીને નામે, દવેની મિત્રતા બાંધી. દશ બાર વર્ષના સ્નેહે ગૌરીના લગ્નનો ભેદી પત્ર મ્હેંજ દવેના ટેબલ ઉપરથી વાંચ્યો, અને ગુણવંત જાય, તે પ્હેલાં મહંતને શું પડે જઇ ગૌરીને પરણી જવામાં ફાવ્યો" લાલના એક્કાએ કહ્યું.

"હા ! અને તે પછી તૃષાતુર સુન્દરલાલ પરદેશથી પાછો ફરતાં મ્હારે શુ પડે અચાનક આવી મળ્યો. મ્હારી સલાહ અનુસાર અણે મુદ્રિકાની ભૂમિકા ભજવી. અને રૂમાલ ડ. દવેને વિલાસિકાના મકાન આગળ પ્હોંચાડવા ગયો." મહંત બોલ્યા.

"ત્યારે મ્હારા ટેબલ ઉપરનું કવર લઇ જનાર કોણ ?" દવેએ પ્રશ્ન કર્યો.

"તે પણ સેવક વિહારી. મ્હેંજ મ્હારી ગુફાથી તમારા મકાન સુધી છુપી સુરંગ ખેદેલી છે." એક્કાએ કહ્યું.

"ત્યારે મી. દવે ! તમે કહ્યું, કે તમે અને ગારીએ ભીમાના હાથમાં બેડી ક્યાંથી પહેરાવી ? તમે છુટવા કેવી રીતે ?" ન્યાયાધીશે પ્રશ્ન કર્યો.

"ભીમો અમને બન્નેને કેદ કરી અર્ધે રસ્તે પહોંચ્યો, ત્યાં મ્હેં ગૌરીને આંખના અણસારાથી સમજાવી. ભીમાને મ્હે મ્હને છોડી દેવા કહ્યું. ગૌરીને પરણવાની લાલચે ભીમાએ આખરે વાત કબુલી. અમને

બંધનમુક્ત કરવામાં આવ્યા. ગૌરીના હાથમાં હાથ મૂકવા મ્હેં બીમાનો હાથ મ્હારા હાથમાં લીધો, અને વરવાના ઉમંગમાં આંધળા બનેલાના હાથમાં ચતુરાઇથી સંતાડેલી બેડીનો એક છેડો કળ દબાવી સેરવી દીધો. એટલામાં ચાલાક ગૌરીએ મ્હારા ગજવામાંથી પિસ્તોલ કાઢી બીમા સાંમી ધરી. મ્હેં બીમાને બીજે હાથે બેડી પ્હેરાવી. પરન્તુ બળવાન બીમો તે છતાંયે દગો થયેલો જોઇ મ્હને જમીન ઉપર પટકી ન્હાસી ગયો. પોતાના શેઠ લાલના એકકાને તેણે મરતાં મુરતાં ચેતાવી દીધા." દવેએ કહ્યું.

તમામ કેસ સાંભળ્યા પછી ન્યાયાધીશે નિચેના મુદ્દા ઉપર કેદીને ગુહનેગાર ઠરાવ્યો.

(૧) શેઠ રત્નકિશોર તથા તેની સ્ત્રીનું ખુન.

(૨) સુન્દરી તથા ગૌરીને દીધેલાં દુઃખ તથા બળાત્કાર.

(૩) મહંતની આંખો ફોડવી.

(૪) જેલ તોડી ન્હાસી જવું.

ગુહનો સાબિત થયો. ન્યાયાધિકારીના મુખમાંથી બેજ શબ્દો બ્હાર પડયા. જેની તમામને આશા હતી.

"ન્યાય—ફાંસી!"

પરન્તુ એકકાની મુનીમુદ્રામાં આથી જરાય ફેરફાર ન થયો. તે હતો એમજ હસમુખો હતો. કેવળ એકજ વ્યક્તિનું દિલ એકકાને શિક્ષા થયાથી દુભાયુ હતું. તે કોણ? ગુણવંત ઉર્ફે કરારથી બંધાયલો, વચનબદ્ધ વીર ડિટેકટીવ દવે!

# પ્રકરણઃ—૧૭ મું.

## " વીર લુટારૂં. "

નિજ બાહુબળ પર ઝૂઝનારો ! વીર વિજયી થાય છે.
જીવતાં જગે પૂજાય ! મરતાં નામ સંભારાય છે.





ન્યાયાધિશને બંગલે આજે ડિટેકટીવ દવે આવેલો હતો. કારણ ? આજે બપોરે બાર વાગે લાલના એક્કાને ફાંસી દેવાવાની હતી.

" કેમ ? મી. દવે ! આજ કંઈ અત્યારમાં આ તરફ ? " ન્યાયાધિશે પ્રશ્ન કર્યો.

" એક યાદ આપવા. "

" તે શું ? "

" પંદર વર્ષના પરિશ્રમે કાર્ય તો સફળ કર્યું, પરન્તુ મ્હારૂં ઇનામ હજુ મ્હને નથી મળ્યું. "

" વાહ વાહ ! તે માટે આટલી બધી તસ્દી લેવાની કંઇ જરૂર ? ખરેખર આટલી યુવાન વયમાં તમે ઘણીજ સારી સેવા બજાવી છે. ઇનામ તમને ઘેર પ્હોંચતું કરીશું. એને માટે બેફીકર રે'વું. "

" નહિ ! પરન્તુ હું કંઇ વિચિત્રજ અને મહાન ઇનામની આશાએ અત્યારે અત્રે આવ્યો છું. "

"તો ભલે! કહી દયો. તેયે પુરી પડશે"

"હ્યો આ પત્ર. અને લાલના એકકાની ફાંસીની શિક્ષા રદ કરી મૂક્તિનો પરવાનો લખી આપો."

"હવે...આ...શું?"

"ઇનામ! મ્હારૂં ઇનામ! શું હું એ ઇનામને પાત્ર નથી?"

"પરન્તુ......"

દવેએ ન્યાયાધિશને પોતે કેવી રીતે વચનથી બંધાયો હતો, તે સર્વ સંક્ષેપમાં કહ્યુ

"એક વીરની વીરતાનો નાશ કરવા કરતાં તેને યોગ્ય દિશાએ વાળી ઉપયોગમાં લેવાથી તે વધુ લાભદાયી નહિ બની શકે?" દવેએ સમજાવવા માંડયું.

"પરન્તુ દુનિયા અને સરકાર એ કેમ સમજશે?"

"ફળો ઉગે અને તે ચાખીએ, તે પછીજ ઝાડ નકામું છે કે કામનું તે કહી શકીએ પગલું ભર્યા વિના આગળથીજ ન ઉચ્ચારવો! એ તો નામર્દનુ કામ."

"તમારૂં ધાર્યું કરવાને હવે કેવળ એકજ ઉપાય છે."

"શો?"

"એને બદલે જો તમે પોતે ફાંસીએ ચઢવા તૈયાર થાવ તો."

"કબુલ."

ન્યાયાધિશે સહી કરી. દવે પોતાની જીંદગી વેચી મુક્તિનો પરવાનો લઇ દોડયો.

ફાંસીને માચડે જ્યાં એકકાને ઉભો રાખવામાં આવ્યો હતો, ત્યાં અણીના પ્રસંગે દવે આવી લાગ્યો. એકકાને પરવાનાથી મૂક્ત કરી પોતે ફાંસીની દોરી સ્વહસ્તે ગળામાં ઘાલી ઉભો.

# ૮ ચિત્રો સાથે. પૃથ્વીરાજ ચૌહાણ સચિત્ર

પ્રકાશક–શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ–સુરત.



માલીક–ડા. પ્રાણલાલ છગનદાસ બુકસેલર અને પબ્લીશર–સુરત.

"વચનને ખાતર!" દવે બોલ્યો. એકદમ દવેને બાઝી પડયો, તેના ચરણુ ચૂમી તે ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો, જો કે હું બળમાં અધિક છું, છતાં સાચો વીર તો તુંજ! કે જે વચનને ખાતર પોતાના પ્રાણને પણ વ્હાલો નથી કરતો.

છે વીર સાચો તેજ! જે નિજ વચનથી ફરતો નથી,
નિજ બોલ ખાતર! પ્રાણુની પરવા જરા કરતો નથી.
વિશ્વાસ! બીજું વચન! ત્રીજું વ્હાલ! ત્રણ સંભાળીએ,
હિંમત વિના નહિ બોલીએ, જો બોલીએ! તો પાળીએ.

ધન્ય છે! ગુણુવંત! ત્હારી વીરતા ને કૌશલ્ય જોઇ હું જેટલો આશ્ચર્ય, અને પ્રસન્ન થઇ શકયો છુ. એથી હજાર ગણો પ્રસન્ન ત્હારી વચનપાલકતાના ગુણે થયો છું.

"શાબાશ! સાચા વીર! ઝળકાવી જનેતા-કૂખને,
સાર્થક કર્યું! જીવ્યું, અને પીધું જનેતા દૂધને."

એકકો સહર્ષ દવેને ભેટી પડયો.

ત્યાંજ ન્યાયાધિશની મોટર આવી રહી. દવેને મૂકત કરવામાં આવ્યો. ન્યાયાધિશની કસોટીમાંથી ગુણુવંત પસાર થયો.

"પ્રિય સુહૃદ!" દવેએ હવે એકકાએ પૂછ્યું, "હું હવે એટલુંજ જાણુવા માગું છું, કે તું બાહુબળ પર ઝઝુમવાની વાત કરતો હતો, તો આવા વિકટ પ્રસંગે ક્ષમા અથવા તો દયાની ભિખ વિના મુકિતની આશા શી રીને રખાય?"

દવેના શબ્દોનો આંતરિક મર્મ-પ્રહાર વીર લુટારૂ સમજી ગયો. તે બોલ્યો..."દવે! તું એમ ન ધારીશ, કે તું એકલોજ આપ્યું વચન પાળી શકે છે. તું એકલોજ પ્રાણ દઇ શકે છે. ના...ના. એક રજપૂત

બચ્ચો કોઇની દયાના દાન પર, કે બીખના જીવન પર જીવતા રે'તોજ નથી. જો હું'યે પ્રાણ દઇ શકું છું બળાત્કારથી શત્રુના ચરણોમાં મસ્તક ઝુકાવી પ્રાણદાન માંગતાં પ્હેલાં આ શૌર્યભર્યો રસ્તો લઇ શકું છું.

ગુણવંતના હાથ માંહેની હીરાની મુદ્રિકા એકકાએ છલંગ મારી એક આંચકા સાથે કાઢી લીધી. જોતજોતામાં તે ચૂસી ગયો ઝે'ર ચઢવા માંડયું. આંખે અંધારા આવતાં તે જમીન પર પડયો. મરવાની છેલ્લી અણી સુધી તેના વીર–વદન ઉપર શૌર્યનું તેજ ઝળકી રહ્યું હતું. ગમે તેવો બદમાશ છતાં તે મર્યો તો વીર–મ્હોતે!

અને આવાં વીર–મૃત્યુ કઇ બધાના ભાગ્યમાં નથી લખાતાં! આ'વી વીર–વજ્ર છાતી બધા નથી કરી શકતાં! એમાંયે હિંમત સાથે શૌર્ય જોઇએ છે.

સઘળાં આ વીર–મૃત્યુ પ્રતિ જોઇ રહ્યાં "તમારા બંનેમાં વીર કોણ?" ન્યાયાધિશના મુખમાંથી ઉદ્‌ગાર બ્હાર પડયા.

"દીધેલું વચન પાળી શકે તે! ક્ષમા દઇ શકે તે! પ્રાણ પાથરી શકે તે."

લાલના એકકાના આ છેલ્લા શબ્દો હતા.

'નહિ! અંત ઘડી સુધી પણ પોતાના બાહુબળ ઉપર અડગ શ્રદ્ધાથી ઝુઝનાર! મ્હોતના મુખમાં પણ શાન્ત મુખમુદ્રાથી હિંમતપૂર્વક ઉભો રે'નાર! સ્વકાર્ય સિદ્ધિને અંગે શિષની પરવા તજનાર! તું'જ તુંજ! લાલનો એકકો ઉર્ફે વીર લુટારૂ!"

ભૂખ્યો મરે છે કેશરી પણ તૃણને અડતો નથી,
રણ પર ચઢયો રજપૂત! તે પાછો પછી પડતો નથી.
શુરવીર સાચો જીવવા! કચ્છે ન શત્રુની દયા,
કીર્તિ ગૂમાવી જીવવું! જીવન રહ્યાં? એ ના રહ્યાં.

જનની પ્રસવે પુત્ર તો ! આવાં રત્નો વીર !
ઝુઝે જે આહુબળે ! આપ્યાં મુકી શીર.

વીર લુટારૂ ! ત્હારી અપૂર્વ વીરતા માટે ખરેખર ! તું ધન્યવાદને પાત્ર છે.

રાવણ મર્યો પણ રામ સાથે આજ તેનું નામ છે,
ગુણવંત સાથે તેમ ત્હારૂં પણ રહેલું નામ છે.
ઇતિહાસને પાને લખાશે ધન્ય ત્હારી વીરતા !
કાયમ રહેશે ! તું જશે ! પણ નામ ! સાથે ધીરતા.

અને આ અભિમાન ધરાવવા લાયક શબ્દો ઐહા ડચકાં ખાતા એકકાના કાનમાં પડયા. વીર લુટારૂ ! મર્યો, પરન્તુ ગૌરવ ભર્યો !

જે વીરતાનો ગુણ ! એ નિઃશંક હા ! અણમુલ છે,
ઉપયોગ કરતાં આવડે ના ! એજ કેવળ ભૂલ છે.

જો !

સદ્વ્યય કરતે શૌર્યનો ! પૂજત જગત તમામ,
અમર થતે ઇતિહાસમાં..."વીર-લુટારૂ" નામ.




(૧) "વિહારી"નાજ વેશમાં લાલના એકકાએ ફિરોઝીવ દવેના ઘરમાંથી પત્ર ઉપાડી લઇ, ત્યાં પોતાની છબી મુકી હતી.

(૨) પ્રકરણ ૭મા માં મુદ્રિકા વીંટી જોતાં બેહોશ થઇ, તેનું કારણ તે વીંટી પોતાની હતી, અને તે ગુણવતી પાસેથી નિકળી એટલે કદાચ "મ્હારી પત્ની સુન્દરીજ ગુણવતીના વેશમાં હોય." એમ મુદ્રિકાના વેશમાં રહેલા સુન્દરલાલે કલ્પના કરી. પરન્તુ પાછળથી મુખ-દર્શન કર્યા પછી એ વાત ખોટી લાગી.

(૩) પ્રકરણ ૭માના અંતભાગમાં "અફસોસ"ના ઉદ્‌ગાર મુખમાંથી નીકળવાનું કારણ ! પોતે જે ગુણવંતીને સુન્દરી ધારી હતી, તે અન્ય સ્ત્રી નીકળી તેથી, અને તેજ ભ્રાન્તમા ને ગુણવંતીને સુન્દરી ધારી "એ મ્હારી પ્રિયા" કહી બાઝી પડી હતી પરન્તુ પછી એ ફેરવી નાખ્યુ હતું.

## —: "છેવટ." :—

ગુણવંતી અને ગૌરીને "લાલના એકકાનો" અગણિત ધન ભંડાર તથા તેની પાસેથી રૂમાલ પ્રાપ્ત થયો ગુણીયલ દંપતિ યુગલ વસન્તની વાટ જોવા લાગ્યું. વૃધ્ધ અંધ મહંતે ગૌરીના ધર્મપિતા તરીકે અવશેષ જીવન પ્રભુભકિતમાં પસાર કર્યું

સુન્દરી અને સુન્દરલાલ પુત્રી-જમાઇને સુખી જોઇ હર્ષિત થયાં. બધાંય એક સંપથી એક સાથે રહ્યા.

"પ્રભો ! અર્પ ! પ્રત્યેકને એ'વો મંગલ-સમય !"

—: ૐ :—



# જુનુ તે સોનું-જરા ધ્યાનથી વાંચશો કે ?

ઉઠીને આંખે વળગે તેવા મન પસંદ "રીસ્ટ વોચ" તથા લીવર પોકેટ વોચ. ટેબલ ઉપર મુકવાના સાદા અને આલારામવાળાં (ટાઇમ પીશો) વીગેરે તમને ગમશે તે માત્ર ૭ આનામાં મળે છે.)

## મેળવવાની યોજના બહુ સહેલી છે.

વાંચો ? વંચાવો ?? સમજો ? સમજાવો ? અને વીચારો

તમારા ખ્યાલમાં વાત નહી આવતી હોય તો તમારા મીત્રો અને અકકલવાળા માણસોની કમીટીમાં અમારી દરખાસ્ત મુકો.

## જે અકકલવંત હશે તે સમજશે સમજાવશે.

નથી લોટરી, નથી, સોરટી, નથી નસીબ અજમાવવાનો સોદો, ટ્રાય કરે તો દરેક માણસ મેળવી શકે છે. તમે પણ મેળવી શકશો.

પ્રથમ શરૂઆતમાં હમારી ઉપર રા. ૧।।≈ મોકલી તમારૂ નામ રજીસ્ટર કરાવો તો હમો તમારી ઉપર ચાર ટીકીટોનું કુપન મોકલી આપશું દરેકની કીંમત ૭ આનાવાળુ મોકલી આપશુ જેમાંની ટીકીટો તમારા લાગતા વળગતા દોસ્ત બીરાદારો અને સગા વહાલામાં ટીકીટની કીંમતે વેચી નાખજો અને તેમને કહેજો કે તમે પણ કપની ઉપર રા. ૧।। મોકલી

આપો આ પ્રમાણે કરવાથી તમારા કુપનની કીંમત મળી જશે અને જે ગૃહસ્થોને તમે કુપન વેચેલી હશે તેમની તરફથી પૈસા મળી જતા તમારૂ માગેલુ ઘડીઆલ મોકલવામાં આવશે. હવે તમે જાણી શકશો કે ઘડીઆલ તમોને કેવી રીતે ૭ આનામાં મળે છે.

દરેક ઘડીઆલ સાથે ગેરેન્ટી મળે છે જે જાતનું ઘડીઆલ જોઇતું હોય તે જાતનુ નામ બરાબર લખવું. કુપન વેચવાથી તમારા પૈસા તમને મળે છે અને કુંપન ખરીદ કરનાર તરફથી પૈસા હમોને મળતાજ તરત તમોને ઘડીઆલ મળે છે. એક વાત ધ્યાનમાં રાખવી કે ઘડીઆળ મગાવતી વખતે તમારા કુપનનો નંબર લખવો નામ, ગામ, પોરટ વીગેરે બરાબર સમજી શકાય તેવા અક્ષરોમાં લખવુ અને તમે જે ગૃહસ્થોને કુપન વેચો તેમના પણ ઠેકાણાં લખવા અને તેમને પૈસા મોકલી કુપન મગાવવા કહેવું જો આમાનું કાંઇ કરતા ચુકશો તો તમારા પૈસા જશે અને નુકશાન થશે કોઇ પણ જાતની લુચ્ચાઇ દગો કે ઠગાઇ છે એવું સાબીત કરી આપનારને રૂ. ૧૦૦૦) ઇનામ મળે છે. ટીકીટ અથવાં રીપ્લાઇ કાર્ડ વગર જવાબ મળશે નહી રીપ્લાઇ શાહીથી લખવું. કોઇપણજાતની ફરીઆદ લખવી પડે તો તેમાં તમારો મનીઓડર અમને કઇ તારીખે મળયો છે તે જરૂર લખજો અને તમારો નંબર લખજો,

કુપન પાસ અને મનીઓડર મોકલવાનું ઠેકાણું

## અમર વોચ કંપની

પાયધુની મુંબઇ નં. ૩

# અમારા તરફથી બહાર પડેલાં સચિત્ર પુસ્તકો.

| | |
|---|---|
| ધી ન્યુ ફોનોગ્રાફ ગાયનમાળા. ભા ૧થી ૮ સચિત્ર | ૦-૮-૦ |
| માલવપતિ રાજા ભરથરી સુંદર ૧૨ ચિત્રો સાથે | ૦-૮-૦ |
| મનરંજન ખ્યાલ સાગર ભા. ૧-૨ | ૦-૮-૦ |
| ભજન રત્નાકર ઉભા ભજનોનું ઉતમ પુસ્તક | ૦-૬-૦ |
| વિનાશીની વામા ઐતીહાસીક સચિત્ર નવલકથા સુંદર ૯ ચિત્રો. | ૨-૦-૦ |
| ,, ,, રફ કાગળ ,, | ૧-૮-૦ |
| બ્રહત ગરબાવળી સ્ત્રીઓ માટે ઉતમોતમ ગરબાનું મોટું પુસ્તક | ૧-૦-૦ |
| ચોકટનો એકકો ડીટેકટીવ સચિત્ર વાર્તા ૮ ચિત્રો. | ૦-૮-૦ |
| લાલનો એકકો ,, ,, ,, | ૦-૮-૦ |
| ખુની કોણ ? ,, ,, ,, | ૦-૮-૦ |
| વીણાવેલી ભા. ૧-૨ | ૧-૪-૦ |
| શયતાની સંસાર ડીટેકટીવ વાર્તા ૮ ચિત્રો. | ૦-૮-૦ |
| શયતાની લીલા ડીટેકટીવ વાર્તા ,, | ૦-૮-૦ |
| નવલક્ષા હીરજી સચિત્ર નવલકથા ,, | ૦-૮-૦ |
| સોનેરીજાળ સચિત્ર વાર્તા ,, | ૦-૮-૦ |
| પૃથ્વીરાજ ચૌહાણ સચિત્ર વાર્તા ,, | ૦-૮-૦ |
| પોલ દી પંજો ડીટેકટીવ વાર્તા | ૦-૧૨-૦ |
| ચાલાક ચોર ડીટેકટીવ વાર્તા | ૦-૮-૦ |
| વરઘેલી વીણા ભા. ૧ થી ૮ | ૦-૮-૦ |
| સોળવરસની સતી અને નવ વરસનો પતી ૧ થી ૨૦ ભાગ | ૦-૮-૦ |
| સચિત્ર ભયંકર કુતરો સચિત્ર ડીટેકટીવ વાર્તા | ૦-૮-૦ |
| સચિત્ર લાલનો બાદશાહ ડીટેકટીવ વાર્તા | ૦-૮-૦ |
| સચિત્ર પતી કે પીશાચ ડીટેકટીવ વાર્તા | ૦-૮-૦ |
| સચિત્ર ભયંકર મુર્તી ,, ,, | ૦-૮-૦ |

લગ્નગીત મણીમાળા ૦–૫–૦

સચિત્ર ડૉકટર કે દૈત્ય ડીટેકટીવ વાર્તા ૦–૮–૦

લાલ દીવો ૦–૮–૦

દૈવી પોપટ યાને રાજ્ય ખટપટ ભા. ૧–૨ દળદાર પુસ્તક ગ્લેઝ કાગળ ૦·૧૨·૦

ભેદી રાજકુમાર. દળદાર પુસ્તક. ૧–૮–૦

ચપા ૦–૮–૦

સચિત્ર કાળીનો એક્કો ( ડીટેકટીવ વાર્તા ) ૦–૮–૦

વસંત અને ગુલાબ ૦–૮–૦

રાજ કઠીઆરાની વાર્તા ૧–૦–૦

ભયંકર કુતરો સચિત્ર ડીટેકટીવ વાર્તા પાકું પુંઠું સુંદર ચિત્રો સાથે ૧–૦–૦

પવિત્ર કુમાર ભાગ પહેલો ૦–૮–૦

„ „ „ બીજો ૦–૮–૦

કપટસીંહનું કાવત્રુ (ડીટેકટીવ) ૦–૮–૦

ડાકુની દીકરી યાને મોહીની મરીયમ (ડીટેકટીવ) ૦–૮–૦

ડોલતી દુનીયા યાને વાગતો ઘંટ ૦–૬–૦

સતી કે શંખણી ૦–૬–૦

સૂર્ય કુમારી નોવેલ ૦–૮–૦

કાળી વિજય યાને બાલબ્રંજી ભા. ૧ ૧–૪–૦

„ ભા. ૨ ૧–૮–૦

પ્રતાપ રૂદ્ર ભાગ પહેલો ૧–૪–૦

પ્રતાપ રૂદ્ર ભાગ બીજો ૦·૧૨·૦

મંડળ ગઢની મોહિની ૦–૮–૦

સૌભાગ્ય સુંદરી ૦–૮–૦

| | |
|---|---|
| જગદેવ વીરમતી | ૦-૮-૦ |
| વૈતાળ પચીસી | ૦-૮-૦ |
| સંતસમાજ ભજનાવળી | ૧-૦-૦ |
| નારી કે નાગણ | ૦-૪-૦ |
| ડાહ્યો કે દિવાનો | ૦-૪-૦ |
| પ્રપંચી પ્રતિવ્રતા યાને ભોળો ભરથાર | ૦-૪-૦ |
| પ્રણય લીલા | ૦-૪-૦ |
| ખૂનીની ખોપરી | ૦-૮-૦ |
| ભામીનીનો ભોગ | ૦-૮-૦ |
| ઝેરી ઝવેરી | ૦-૮-૦ |
| વિરનું વેર યાને સાચો સવાસેર | ૦-૮-૦ |
| સાડાત્રણ ભાઈબંધ | ૦-૮-૦ |
| પાપનુ પડિકું | ૦-૮-૦ |
| વિષનો વરસાદ | ૦-૮-૦ |
| સ્વર્ગની સુંદરી | ૦-૮-૦ |
| જગતનો જાદુગર | ૦-૮-૦ |
| ડીટેકટીવ કે દેવ | ૦-૮-૦ |
| એકજ પૈસો | ૦-૮-૦ |
| સવાસેરની શોધમાં | ૦-૮-૦ |
| બળાત્કારનો બદલો | ૦-૬-૦ |
| મદાલસા | ૦-૮-૦ |
| જુલ્મી જનેતા | ૦-૮-૦ |
| નળ દમયંતી | ૦-૮-૦ |
| સતી સીતા | ૦-૮-૦ |
| મીરાંબાઈ | ૦-૮-૦ |



| | |
|---|---|
| નરસીંહ મહેતો | ૦-૮-૦ |
| ભક્ષક કે રક્ષક | ૦-૮-૦ |
| ભાન મુસાફરી | ૦-૮-૦ |
| હુન્નર શિક્ષક | ૧-૮-૦ |
| અધ્યાત્મીક વાર્તામાળા | ૧-૪-૦ |
| અસલી સચિત્ર કોકશાત્ર | ૧-૮-૦ |
| ગાઈડ ટુ ઇંગ્લીશ ટીચર | ૧-૮-૦ |
| ટીચર | ૧-૮-૦ |
| ફોનોગ્રાફ મોટા ૨૦૦૦ ગાયનોવાળા | ૩-૦-૦ |
| મહાભારત દુર્ગાશંકરનું મોટું | ૬-૦-૦ |
| તુલ્સીકૃત રામાયણ મોટું | ૬-૦-૦ |
| સુડા બોતેર મોટી | ૨-૦-૦ |
| કાવ્ય દોહન મોટું ભાગ ૧ થી ૫ સાથે. | ૧-૮-૦ |
| ગામડીઓ ગમાર ભાગ ૧ થી ૪ | ૦-૮-૦ |
| ચાર લાખની ચોરી | ૦-૮-૦ |
| મોહનનું મુડદું | ૦-૮-૦ |
| રાજબાળા યાને ભાગ્યહીણુ ભામીની | ૦-૮-૦ |
| ભોજ પ્રબંધ મોટું | ૧-૮-૦ |

આ સિવાય અમારે ત્યાંથી તમામ જાતનાં વાર્તાનાં નાટકનાં સ્કુલો ને લગતાં, તથા લાયબ્રેરીના આભુષણરૂપ અપ ટુ ડેટ ફેશનનાં તમામ જાતનાં પાકાપુઠાનાં તથા કાચા પુંઠાનાં સચિત્ર પુસ્તકો અમારે ત્યાંથી મળી શકશે વધુ માટે હમારૂં મોટું સુચીપત્ર મંગાવો વેપારીઓ માટે ઉદાર શરતો એ હદ સસ્તાભાવો રાખ્યા છે.

**લખો:-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.**

(સચિત્ર)

# શયતાની સંસાર.

ડિટેક્ટીવ વાર્તા.



પ્રકાશકઃ-શ્રી પ્રાણજીવન કે ૧૫ ટાવર રોડ સુરત.

માલીકઃ-ઠા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર.

